# શ્રી ઠાકુર હરનાથના પત્રો

પોતાનાં પત્ની

# શ્રી કુસુમકુમારી દેવી પ્રતિ



# શ્રી ઠાકુર હરનાથના પત્રો

પોતાનાં પત્ની

# શ્રી કુસુમકુમારી દેવી પ્રતિ

"ધી હરનાથ સોસાયટી"
(સ્થાપિત ૧૯૨૧)

**પ્રથમ સંસ્કરણ**

શ્રીહરનાથાબ્દ ...૭૭

સંવત ... ...૧૯૯૮

સને ... ...૧૯૪૧

પ્રાપ્તિસ્થાન:—

**"શ્રી હરનાથ સોસાયટી"**

"કૃષ્ણ કુંજ", રીજ રોડ, મલબાર હીલ,

મુંબઈ.

---

**"શ્રી કુસુમ હરનાથ બે-આના ડિસ્પેન્સરી"**

"પિતળે બિલ્ડિંગ", સી. પી. ટેન્ક,

વિઠ્ઠલભાઈ પટેલ રોડ, મુંબઈ.

## ઉપહાર-પત્ર

પ્રેમભક્તિરત્નસાર

એવો આ

શ્રી ઠાકુર હરનાથ ના પત્રો

પોતાનાં ભક્ત

શ્રી કુસુમકુમારી દેવી પ્રતિ

નામક ગ્રન્થ

ભગવત્પ્રેમભક્તિપિપાસુ

શ્રીમતી/શ્રીમાન

.................................................ને

.................................................તરફથી

પ્રીત્યુપહારરૂપે



આપવામાં આવ્યો છે.

તારીખ...............

પ્રકાશક :-
"ધી હરનાથ સોસાયટી",
"કૃષ્ણ કુંજ", રીજ રોડ,
મલબાર હીલ, મુંબઈ, વતી
જગમોહનદાસ ધરમદાસ શેઠ

મુદ્રક :-
જગન્નાથ પુ. ડૉકટર
"ધી આફ્રીકા પ્રેસ,"
૨૨, કલ્યાણદાસ બિલ્ડિંગ,
ગોવાલિયા ટેન્ક રોડ,
મુંબઈ.

ધી હરનાથ સોસાયટી ગ્રંથમાળા—નં. ૬

# શ્રી ઠાકુર હરનાથના પત્રો
પોતાનાં પત્ની
# શ્રી કુસુમકુમારી દેવી પ્રતિ

અનુવાદક
જગમોહન કલ્યાણદાસ




ધી હરનાથ સોસાયટી
"કૃષ્ણ કુંજ," રીજ રોડ, મલબાર હીલ,
મુંબઈ



શ્રીઠાકુર શ્રીહરનાથજી શ્રીકુસુમકુમારી દેવી

હે પ્રેમસ્વરુપ યુગલપ્રભો !

— આપ બન્નેની —

— લીલામાધુરીની ઝાંખી કરાવનારા —

— આપનાજ પત્રો સંગ્રહ કરી —

— અંજલીરૂપે —



— આપનેજ —

— અર્પીએ છઇએ —

# નિદર્શન

પૂજ્યપાદ ભગવદભિન્ન પુણ્યમૂર્ત્તિ ઠાકુરશ્રીના આ બંગાલી પત્રોનો ગુર્જરગિરામાં અનુવાદ શ્રીજગમોહનદાસ કલ્યાણદાસ મોદીએ કર્યો છે અને મુંબઇની "ધી હરનાથ સોસાયટી" એને આજે આ પુસ્તક રૂપે બહાર પાડે છે. "ધી હરનાથ સોસાયટી"એ આજપૂર્વે અનેક પુસ્તિકાઓ ભક્તવૃંદને આપી છે, જેમાં આ પત્ર–પુસ્તિકા એક અમૂલ્ય કૌસ્તુભમણિ છે. આ પત્રો શ્રીઠાકુરજીએ તેમનાં પત્ની શ્રીમતી ઠાકુરાણી કુસુમકુમારી દેવીને લખેલા પત્રોનો સંગ્રહ છે.

વિશ્વમાં અનેક પત્રો લખાયા છે અને લખાશે, પણ આ પત્રોની તુલનામાં મુકાય એવા પત્રો લખાવા ભવિષ્યના ગર્ભમાં છે. પ્રેમ, વ્યવહાર, ભક્તિ અને પરાપૂજાનો સમુદાય આ પત્રોના પાને પાને તરે છે. પ્રેમનું આધ્યાત્મિક સ્વરૂપ, યુગાન્તરથી ચાલી આવતી પરા સ્વરૂપા ભગવદ્ ભક્તિનું તારતમ્ય જેમાં ઓતપ્રોત છે–પ્રેમનું ઉત્કૃષ્ટ સ્વરૂપ વિરહમાં પ્રતિબિંબિત છે, એ શ્રીઠાકુરજીએ દેવીશ્રીને, રાસેશ્વર અને રાસેશ્વરીનાં દૃષ્ટાંતોથી પ્રબોધીને, શ્રીમદ્ ભાગવતની પ્રેમલક્ષણા ભક્તિનો સાર પ્રબોધ્યો છે. શ્રીમદ્ ભાગવતકારે ગોપિકાઓ સાથે શ્રીહરિના ગોપન પ્રસંગોમાં જે આલેખ્યું છે તેને પોતાના જીવનમાં કેમ વર્ણવવું તે શ્રીઠાકુરજીએ પોતાના આ લીલાસ્વરૂપ પત્રોમાં સાંગોપાંગ વર્ણવ્યું છે. પ્રેમ અને વાસનાનું પૃથકત્ત્વ, તેની સાથે માતૃભક્તિ અને જન્મદાતાનાં

ઋણ-મોચનનો સ્વીકાર આજનાં નવપરિણીત યુવક યુવતીઓને જરૂર અભ્યાસ કરવા લાયક નહિ પણ મનનીય થશે. આવેશ વગરનો શુદ્ધ પ્રેમ—સાત્વિક પ્રેમ-પતિપત્નીના પ્રેમમાં કોઇએ આટલી આધ્યાત્મિક રીતે પ્રબોધ્યો હોય એવું દૃષ્ટાંત જડતું નથી. આંગ્લ કવિ સ્કૉટની "Love rules the court, the camp, the earth beneath and heaven above" એ અમર ઉક્તિ કરતાંયે વધુ અમર તત્ત્વો આ પત્રોના શબ્દેશબ્દમાં છે. શ્રીઠાકુરજી પરમ પ્રેમસ્વરૂપ હતા. શ્રીરાધાકૃષ્ણની પ્રેમભક્તિનાં ગુણગાન ગાવાં અને પ્રબોધવાં એ એમનું જીવન કર્ત્તવ્ય હતું. જીવનના પ્રભાતકાળે—જે કાળ નવપરિણીત યુવકયુવતીઓ માટે પ્રેમઘેલછાનો હોય છે. હુંમાં તું ને તુંમાં હું, એનું પાર્થિવ સ્વરૂપ જ જે કાળે દેખાય છે, એવા કાળમાં-લખાયલા આ પત્રો કોઈ મહાન વિભૂતિના હૃદયનું તલસ્પર્શી દર્શન કરાવવા પૂરતા છે, એની કોણ ના કહેશે? ગમે તેવા પત્નીઘેલા પતિએ પણ આરાધ્ય સ્વરૂપ માતાપિતાની અવહેલના નથી કરવાની એ આ પત્રોનો ધ્વનિ છે. પતિપત્નીએ ધર્માવિરૂદ્ધ કામ સેવી ઉભયના હૃદયનો પરિપક્વ પ્રેમ શ્રીરાધાકૃષ્ણને ચરણે સમર્પી વિભૂતિ પૂજનાં અર્ચન કરી, પ્રેમનું અમર ફલ પ્રાપ્ત કરી જન્મોજન્મનાં આવાગમન ટાળવાં, જ્વાલામાં બળતાં વાસનામય યુગલો માટે ચિરંજીવ જ્યોતિ બની પથ પ્રદર્શક બનવું એ પ્રેમનું અંતિમ ધ્યેય, અંતિમ રહસ્ય અને અંતિમ આરાધના એ જ આ પત્ર લેખનનો પ્રધાન આશય છે. શ્રીઠાકુરજીએ પોતાનાં પત્નીશ્રીને

લખેલા આ પત્રોમાં વિશ્વનાં પ્રેમી યુગલોને જે સત્ય પ્રેમ પ્રબોધન છે તેનાં દૃષ્ટાંત રૂપે શ્રીઠાકુરજીના પત્રોમાંથી થોડાં વાક્યો ટાંકું છું:-

"પ્રેમ ભીરુને સાહસિક બનાવે છે અને સાહસિકને ભીરુ બનાવે છે. પ્રેમ જ પુરુષને પ્રકૃતિ અને પ્રકૃતિને પુરુષ બનાવે છે."

"પ્રાણ સાથે પ્રાણ મેળવીને યુગલ થઇને યુગલના રાજ્યમાં, યુગલ સ્વરૂપનાં દર્શન કરી ચરિતાર્થ થઇશું. યુગલ થયા વગર યુગલ રાજ્યમાં જઇ શકાતું નથી."

"જો સાપને રમાડવો હોય તો તેની આંખ સામે આંખ મેળવી રાખો. આંખ હલાવી કે વિપદ્!"

"જેમના સ્પર્શમાત્રથી કોટિ કામ નિવારણ થાય છે, તેમના સ્પર્શથી વળી શું કદી જ્વાલા જાગી શકે?"

"તમારી પાસે તો મારું વિસ્મરણ કરાવનારી વસ્તુઓ છે, પણ મારી પાસે તો તમારું સ્મરણ કરાવનારી વસ્તુઓ છે."

"નિકટ રહેવાથી જેને કામ કહેવામાં આવે છે, દૂર રહેવાથી એ જ વિષ, અમૃત થઇ, પ્રેમ નામ ધારણ કરે છે."

"પ્રેમપાત્રની સમીપમાંથી દૂર જવું એ કર્ત્તવ્ય છે. જેઓ આ નથી જાણતા તેઓ કદી પણ પ્રાણનો

પ્રેમ જાણતા નથી. હવે જાણી શકયાં હશો કે વિરહ કેટલી સારી વસ્તુ છે.''

'પ્રેમ જગાવે વિરહને, વિરહ જગાવે જીવ.
જીવ જગાવે શિવને, કોણુ શિવ, કોણુ જીવ?'

"વિરહ અગ્નિ સિવાય, કામનું મારણ કરી પ્રેમ કરવાનું બીજા કોઈથી પણ સાધ્ય નથી.''

પત્રાંક ૧૨ માં માયાવી જીવો પૃથિવીમાં કેમ બંધાય છે તે સંબંધમાં કાનખજુરાનું દૃષ્ટાંત કોઈ શાસ્ત્રને પાને શોધ્યું જડે તેવું નથી, એટલું એ અમૂલ્ય છે. પત્નીદેવી પર અગાધ પ્રેમ હોવા છતાં ઠાકુરશ્રીનો માતૃપ્રેમ પ્રત્યેક પત્રમાં પૂર્ણ પ્રવાહે નિતરતો રહ્યો છે અને ૧૩ માં પત્રમાં માતૃપ્રેમથી જ પાંડવો શ્રીકૃષ્ણચરણની ભક્તિ પામ્યા એ કહીને ઠાકુરશ્રીએ મહાન પ્રેમની અપૂર્વ વ્યાખ્યા કરી છે.

સ્મરણ અને વિસ્મરણનાં મૂલ્યમાં રાસેશ્વરીનું દૃષ્ટાંત અનુપમ છે.

"રૂપમાં મુગ્ધ થવાનું ફલ, ડગલે ડગલે વિપદ્ અને ગુણમાં મુગ્ધ થવાનું ફલ અનન્ત સુખ અને અનન્ત આરામ છે."

પત્ર ૧૯ માં અગસ્ત્યાશ્રમનાં કલ્પવૃક્ષ અને અત્યારનાં કલમી વૃક્ષોના દૃષ્ટાંતદ્વારા સત્ય સનાતન શુદ્ધ પ્રેમ અને વાસનામય પ્રેમનું સુંદર પૃથક્કરણ કર્યું છે.

" માટે જ કહું છું કે પ્રાણપ્રિયે, મનુષ્યને ભૂલી જાઓ, શ્યામને પ્રેમ કરતાં શીખો."

દૃષ્ટાંતમાં શ્રીઠાકુરજી કહે છે કે પ્રેમઘેલા શ્યામ પ્રેમનું દેવું ચુકવવા પ્રેમલિપ્ત થઇ લોકોને દ્વારે દ્વારે રડતાં દોડી જાય છે.

અને શુદ્ધ પ્રેમની પરાકાષ્ટામય અંતિમ વાકયઃ—

" અતિશય પ્રેમના ખેંચાણને અંગે પણ અસત્ સ્થાન અને અસત્ સંગમાં જવાનું ન થાય," એ એક વાકય કોટિ શાસ્ત્રોના ઉપદેશથી પણ બહુમૂલ્ય છે.

શ્રીઠાકુરજીનાં આ અમર વાકયો પ્રત્યેક યુગલે હૃદયારૂઢ કરી, શ્રીગીતાજીના પાઠ માફક ગોખવા જેવાં છે. આ નાની પુસ્તિકાને પત્રો કહેવા કરતાં 'શ્રી હરનાથ પ્રેમગીતા' કહેવી શી ખોટી? હજારો શાસ્ત્રોના પ્રબોધનનો સમવાય જેમાં થતો હોય એવા આ પત્રો પ્રત્યેક ભાવિકને માટે ગંગાસ્નાન જેટલો નિર્મળ છે અને તરુણ યુગલોને મહાન આશીર્વાદ સ્વરૂપ છે. "ધી હરનાથ સોસાયટી"ને અને શ્રીજગમોહનદાસ કલ્યાણદાસ મોદીને આ પ્રકાશન માટે આપીએ એટલા ધન્યવાદ ઓછા છે. ભાઇ શ્રીજગમોહનદાસે આ પ્રકાશનનું બંગાલીમાંથી ગુજરાતીમાં ભાષાન્તર કરીને પોતાના અમૂલ્ય સમયનો ભોગ આપીને આવાં પ્રકાશનો લોકભોગ્ય બનાવવા જે શ્રમ ઉઠાવ્યો છે તેને માટે એ ઓછા આદરને પાત્ર નથી. ભાવિક ભક્ત સમુદાય આ પત્રોદ્વારા પુરુષ પ્રકૃતિનાં, અને સ્નેહ સ્વરાજ્યમાં સાચાં અદ્વૈતનાં

દર્શન કરી, શુદ્ધ પ્રેમ સંપાદન કરી, દેવઋણ, પિતૃઋણ અને વિશ્વઋણમાંથી મુક્ત થઇ અનેકની મુકિતના સાધન રૂપ બને એ જ પ્રાર્થના.

**રઘુનાથ ત્રિભુવન બ્રહ્મભટ્ટ**

# નિવેદન

પ્રભુના પ્રેમનું પ્રકટ સ્વરૂપ એવા શ્રીઠાકુર શ્રીહરનાથજીના અને એઓશ્રીનાં ધર્મપત્ની અને દયાની સાક્ષાત્ મૂર્તિ શ્રીકુસુમકુમારી દેવીનાં માત્ર પરમ કૃપાપ્રસાદથી જ, મુંબઈની ધી હરનાથ સોસાયટી, **"શ્રીઠાકુર હરનાથના પત્રો, પોતાનાં પત્ની શ્રીકુસુમકુમારી દેવી પ્રતિ."** નામક ગ્રન્થ પ્રકટ કરવા ભાગ્યશાળી થઈ છે.

શ્રીઠાકુર હરનાથ બંદોપાધ્યાય. માત્ર હિંદુસ્તાનમાં જ નહિ પરંતુ પાશ્ચાત્ય દેશોમાં પણ, પાગલ હરનાથને નામે સુવિખ્યાત છે. શ્રીઠાકુરજીની આ ખ્યાતિ, એઓશ્રીએ, ભિન્ન ભિન્ન જાતિના અને ધર્મોના તથા ભિન્ન ભિન્ન સ્થળે વસતા જીજ્ઞાસુઓને તેમજ પોતાના ભક્તજનો અને સંબંધીઓને તથા અન્ય જનોને, જે પત્રોદ્વારા તેઓને પ્રભુપ્રેમની ઝાંખી કરાવી, તેઓમાં પ્રભુપ્રેમની પિપાસા જાગૃત કરી તેની કંઇક અંશે તૃપ્તિ કરી છે, તે પત્રોને લઈને પણ છે.

શ્રીઠાકુરજીના ભક્તો, અનુયાયી અને પ્રશંસકોએ ઘણાં વર્ષો પહેલાં, આ પત્રોનો સમૂહ એકત્ર કરી બંગાલી ભાષામાં પુસ્તકરૂપે ચાર ખંડોમાં પ્રકટ કર્યો છે. આ ચાર બંગાલી ખંડોમાંના બે ખંડોના અંગ્રેજી તથા મરાઠી ભાષાઓમાં અનુવાદો થઇ ચૂક્યા છે. મરાઠી

ભાષાનો અનુવાદ અમારી ધી હરનાથ સોસાયટીએ જ કર્યો છે.

શ્રીઠાકુરજીના પત્રોના પુસ્તકોનું નામ "પાગલ હરનાથ અર્થાત્ શ્રીહરનાથ ઠાકુરની અપૂર્વ પત્રાવલી" એવું રાખવામાં આવ્યું છે પરંતુ આ પુસ્તકો તો માત્ર "પાગલ હરનાથ" એવા નામથી જ સુવિખ્યાત છે.

આ "પાગલ હરનાથ" પુસ્તકમાં એવું તે શું છે કે જેનાથી તે જનતાનું આટલું બધું આદરણીય થઈ પડ્યું છે?

"ઇશ્વર તત્ત્વ," એ વિષયને લીધે જ તો જગતમાં ભિન્ન ભિન્ન ધર્મો અસ્તિત્વમાં આવ્યા છે. પુરાતન કાલથી માંડીને આજ દિન સુધીમાં જે જે ધર્મો હસ્તિમાં આવ્યા છે, તેનું એકમાત્ર કારણ એ જ કે આ "ઇશ્વરતત્ત્વ" ને ઓળખવા માટે જુદે જુદે સમયે અને જુદા જુદા દેશોમાં, જુદી જુદી વ્યક્તિઓ જુદી જુદી પ્રણાલિકાઓ બાંધી ગયા છે. આ જુદી જુદી પ્રણાલિકાઓ એટલે જુદા જુદા ધર્મો—સંપ્રદાયો—મજહબો.

પરંતુ શ્રીહરનાથ ઠાકુરે તો કોઈ પણ જાતની પ્રણાલિકા બાંધી નથી. એઓશ્રીએ "પાગલ હરનાથ" ને પાને પાને આપેલી સનાતન અને ચિરકાલીન "શિક્ષા" તો સર્વે સંપ્રદાયોને-મતોને-ધર્મોને-મજહબોને માન્ય થઈ પડ્યાવગર રહે નહિ એવી છે.

શ્રીઠાકુરજી કહે છે કે ઇશ્વર ભયના વિષય નથી-ઇશ્વર પ્રેમના વિષય છે. સર્વે પ્રણાલિકાઓથી પર એવા ઇશ્વરને વિના પ્રણાલિકાદ્વારા ઓળખવા માટે પ્રેમ જ એકમાત્ર વસ્તુ છે કે જે પ્રેમદ્વારા મનુષ્ય ઇશ્વરને ઓળખી શકે છે અને સાન્નિધ્યનું સુખ મેળવી શકે છે. શ્રીઠાકુરજી કહે છે કે જગત્‌ની સર્વે વસ્તુઓ ઇશ્વરની છે એમ જાણી તેના ઉપર પ્રેમ રાખો અને આ પ્રમાણે કર્યાથી જ આપણું હૃદય પ્રશસ્ત થશે અને છેવટે ઇશ્વરની પ્રેમમય મૂર્તિનાં દર્શન થશે. આધિભૌતિક પ્રેમને આધિદૈવિક પ્રેમમાં કેવી રીતે પરિણત કરવો તે શ્રીઠાકુરજી સિવાય બીજા કોઇએ પણ આજ દિન સુધીમાં શિખવ્યું નથી.

પ્રભુપ્રતિ આવો પ્રેમ કેમ સંપાદન કરવો તેને માટે શ્રીઠાકુરજી કહે છે કે સતત પ્રભુનું નામ લીધા કરો, નામ લીધા કર્યાથી જ નામી પ્રતિ પ્રેમ ઉત્પન્ન થશે અને પ્રેમ થકી જ પ્રેમદાતા તે નામી અવશ્ય મળશે, કારણ કે પ્રભુના નામમાં અને પ્રભુમાં કાંઇ પણ પ્રભેદ નથી.

બીજા કોઇ પણ સંપ્રદાય-મત-ધર્મ કે મજહબની વિરુદ્ધ જાય નહિ, પણ ઉલટું સર્વે સંપ્રદાયો-મતો-ધર્મો કે મજહબોને માન્ય થઇ પડયા વગર રહે નહિ, એવો આ સરલમાં સરલ ઉપાય કલિયુગમાં બીજા કોઇએ પણ દાખવ્યો હોય એવું અમારી જાણમાં નથી.

આ "અપૂર્વ" પત્રો શ્રીઠાકુરજીએ હરેક કોટીના, દરજ્જાના, શ્રેણીના અને વયના લોકોને ( સ્ત્રીઓ તથા

પુરુષોને ) લખ્યા છે. પુરાતન કાલથી ઋષિ, મુનિ, મીમાંસકો, આચાર્યો, તત્ત્વવેત્તાઓ, ઇત્યાદિ સર્વેને મુંઝવી નાખનારા ધર્મના અનેક ગહનમાં ગહન વિષયોના કોયડાઓના ઉકેલ બહુ જ સાદી અને સરલ ભાષામાં આ પત્રોમાં ઠેકઠેકાણે નજરે પડશે. અમો એટલું તો કહેવાને સાહસ કરીએ છીએ કે આ " પાગલ હરનાથ અર્થાત્ શ્રીહરનાથ ઠાકુરની અપૂર્વ પત્રાવલી " નામક ગ્રન્થ સર્વે શાસ્ત્રોનું દોહન કરી તેમાંથી કાઢેલ નવનીતરૂપ છે.

આ "પાગલ હરનાથ અર્થાત્ શ્રીહરનાથ ઠાકુરની અપૂર્વ પત્રાવલી" માં શ્રીઠાકુરજીએ પોતાનાં પત્ની શ્રીકુસુમકુમારી દેવીને લખેલા પત્રો પણ આવી જાય છે. શ્રીમાતાઠાકુરાણી શ્રીકુસુમકુમારી દેવી ઉપર લખેલા શ્રીઠાકુરજીના આ સર્વે પત્રો, "પાગલ હરનાથ"માંથી ઉધ્ધૃત કરી, તે પત્રોનો ગુજરાતી અનુવાદ એક સ્વતંત્ર પુસ્તક રૂપે પ્રકટ કરી, અમારી શ્રી હરનાથ સોસાયટી આજ દિને અતિ આનંદ સહ તે જનતા સમક્ષ ધરે છે. આ અમારો પ્રયાસ, અમોએ અમારા આ નિવેદનના પ્રારંભમાં જણાવ્યું તેમ, શ્રીઠાકુર શ્રીહરનાથજી તથા તેમનાં ધર્મપત્ની શ્રીકુસુમકુમારી દેવીના માત્ર કૃપા-પ્રસાદને જ આભારી છે.

**" શ્રીઠાકુર હરનાથના પત્રો, પોતાનાં પત્ની શ્રીકુસુમ કુમારી દેવી પ્રતિ,"** એ, શ્રીઠાકુરજીની " અપૂર્વ પત્રાવલી"માંના પત્રો કરતાં પણ, " અપૂર્વ" પત્રોનો સંગ્રહ-ગ્રન્થ છે. શ્રીઠાકુર શ્રીહરનાથજી સ્વયમ

પ્રભુના પ્રેમનું પ્રકટ સ્વરૂપ છે. કેટલાકો એઓશ્રીને પ્રભુના એક વિશેષ અવતાર તરીકે માને છે, તો કેટલાકો એઓશ્રીને આ યુગના એક મહાન્ આચાર્ય તરીકે માને છે, તો વળી બીજાઓ અને વિશેષ કરીને વિદેશીઓ અને અન્ય ધર્માવલંબીઓ એઓશ્રીને પયગમ્બર (પ્રભુ તરફથી પયગામ લાવનાર) તરીકે માને છે, તો વળી કેટલાકો એઓશ્રીને એક મહાન્ યોગી તરીકે માને છે, તો વળી બીજાઓ એઓશ્રીને a great mystic તરીકે પણ ઓળખે છે. શ્રીઠાકુરજી પોતે ગૃહી – સંસારી હતા. સ્વયમ્ પોતે સંસારમાં સંસારી તરીકે રહીને, માત્ર કરુણાવશાત્, સંસારી જીવોને સંસારમાં જ રહીને, સંસારની ગ્રન્થીઓનું છેદન કેવી રીતે કરવું અને અંતિમમાં પ્રભુના પ્રેમરાજ્યમાં પ્રવેશ કરવાનો અધિકાર કેમ પ્રાપ્ત કરવો તે શીખવી ગયા છે. પોતાને તેમજ પોતાનાં પત્ની શ્રીકુસુમકુમારી દેવીને તથા પોતાના સંસારને ગૃહસ્થાશ્રમને-જનસમાજના કલ્યાણાર્થે ઉદ્દેશ્ય કરીને, શ્રીઠાકુરજીએ અપૂર્વમાં પણ અપૂર્વ એવા પોતાના આ પત્રોદ્વારા, જગતનાં નરનારીઓને તેઓના કલ્યાણાર્થે જે સનાતન "શિક્ષા" આપી છે તેવી "શિક્ષા" બીજાં કોઈ પણ પ્રાચીન અથવા અર્વાચીન પુસ્તકમાં નજરે પડશે નહિ. સંસારમાં જ રહીને, સંસારના પ્રાકૃત પ્રેમને – લૌકિક પ્રેમને – આધિભૌતિક પ્રેમને, અપ્રાકૃત પ્રેમમાં—અલૌકિક પ્રેમમાં—આધિદૈવિક પ્રેમમાં કેવી રીતે પરિણત કરવો, તેનું રહસ્ય શ્રીઠાકુરજીએ પોતાનાં પત્ની શ્રીકુસુમકુમારી દેવી પ્રતિ લખેલા અપૂર્વ - અરે!

"અમર"—એવા પોતાના આ પત્રોમાં જે સુંદર રીતિએ દાખવ્યું છે તેવી રીતે બીજા કોઇ પણ ગ્રન્થમાં જણાવવામાં આવ્યું હોય એમ અમારી જાણમાં નથી. માયામાં પ્રતિબિમ્બિત થઇને સુખમય જણાતા અને જેને આપણે આપણું ખરૂં લક્ષ્ય માની બેઠા છીએ એવા આ પરિવર્તનશીલ સંસારમાં, જે અલક્ષ્યરૂપે રહેલ છે એવું આપણું ખરૂં અને અપરિવર્તનશીલ લક્ષ્ય કે જે પ્રેમસ્વરૂપ પ્રભુ છે, એવા તે ખરા લક્ષ્યની પ્રાપ્તિ સંસારમાં રહીને સહેલાઇથી કેવી રીતે થઇ શકે, તે શ્રીઠાકુર શ્રીહરનાથજીએ પોતાનાં પત્ની શ્રીકુસુમકુમારી દેવીને લખેલા આ પત્રોમાં દેખાડી આપ્યું છે. શ્રીઠાકુર શ્રીહરનાથજી કાંઇ સંસાર છોડવા કહેતા નથી. ઉલટું એઓશ્રીતો કહે છે કે "સંસાર છોડી જશો ક્યાં? સ્વર્ગ પણ સંસાર છે તેમજ નરક પણ સંસાર છે. સંસારની બહાર તો એક માત્ર કૃષ્ણપાદપદ્મ છે. જેઓ આ સંસાર થકી બહાર છૂટવા માંગે છે તેઓએ તો કાયા-મન-પ્રાણથી કૃષ્ણપાદપદ્મનો આશ્રય લેવો ઉચિત છે."

વિશેષમાં શ્રીઠાકુર શ્રીહરનાથજીએ પોતાના આ પત્રોમાં પોતાનાં પત્ની શ્રીકુસુમકુમારી દેવીને ઉદ્દેશીને, "પ્રકૃતિ"ના ગહન અને અતિ ગંભીર વિષય, કે જે વિષયે હજારો વર્ષોથી ભરતખંડના, તેમજ પાશ્ચિમાત્ય દેશોના પણ, તત્ત્વવેત્તાઓને મૂંઝવી નાખ્યા છે, તેના રહસ્યની અને સ્વરૂપની જે સંતોષકારક સમજણ અનેક યુક્તિપ્રયુક્તિ દ્વારા આપી છે, તેવી સમજણ

આજદિન સુધીમાં બીજા કોઈએ પણ આપી હોય એ અમારી જાણમાં નથી એમ અમો અમારી પૂર્ણ જોખમદારી સમજી કહીએ છીએ. શ્રીઠાકુરજીએ કરેલ પ્રકૃતિના રહસ્યનો સુમધુર સ્ફોટ અતિ આકર્ષણીય છે અને એઓશ્રીના તે સંબંધીનાં "શિક્ષાવચનો" બહુ જ મનનશીલ છે. "સમસ્ત સ્ત્રી જાતિ તો માત્ર પ્રકૃતિની વિશેષરૂપા વિકાસમૂર્ત્તિ ( special manifestation ) છે," "સમસ્ત જગત્ તો એક પ્રકૃતિ સિવાય બીજું કાંઇ નથી," "પુરુષ તો એકમાત્ર કૃષ્ણ જ છે કે જેઓ આ પ્રકૃતિને લઇને આ સૃષ્ટિનો વિસ્તાર કરે છે," આવા રહસ્યમય અને સુમધુર અનેક સિદ્ધાન્તોથી પરિપૂર્ણ આ "**શ્રીઠાકુર હરનાથના પત્રો, પોતાનાં પત્ની શ્રીકુસુમકુમારી દેવી પ્રતિ**" નામક ગ્રન્થ છે.

હાલના ત્વરિતગતિશીલ કાલમાં જ્યારે મનુષ્યોને ધાર્મિક અથવા આધ્યાત્મિક ગ્રન્થો વાંચવાનો કે સમજવાનો બીલકુલ સમય જ મળતો નથી, જ્યારે મનુષ્યની રૂચીઓમાં પણ અનેક પરિવર્તનો થતાં જાય છે, જ્યારે સમાજમાં આસ્તિકતાને બદલે નાસ્તિકતા વધતી જતી જણાય છે, જ્યારે જીવનમાં આદર્શોની આંકણી પણ સ્વાર્થને ત્રાજવે તોળાય છે, જ્યારે જડવાદની જાડ્યતાના ભાર હેઠળ સમાજનો આધ્યાત્મિક પ્રાણ ચગદાતો જાય છે અને આવી પરિસ્થિતિને પરિણામે જ્યારે મનુષ્યના જીવનમાં શાન્તિને

બદલે હાયદોષની હોળી સળગી રહી છે, તેવા સમયમાં શ્રીઠાકુર શ્રીહરનાથજીએ પોતાનાં પત્નિ શ્રીકુસુમકુમારી દેવીને લખેલા આ "અપૂર્વ" પત્રો, મનુષ્યોના હૃદયમાં અને જીવનમાં એક "અપૂર્વ" શાન્તિનો સંચાર કરી તેઓનાં જીવન સુખમય અને પ્રેમમય કરશે, એમ અમો નિઃસંદેહપૂર્વક કહીએ છીએ.

આ "**શ્રીઠાકુર હરનાથના પત્રો, પોતાનાં પત્ની શ્રીકુસુમકુમારી દેવી પ્રતિ**" નામક ગ્રન્થ, મહાગુજરાતના વાંચકવૃંદને- સ્ત્રીપુરુષને, આબાલવૃદ્ધને, સંસારી કે સંન્યાસીને, કર્મી કે ત્યાગીને, પંડિત કે અજ્ઞાનીને, સૌ કોઈને–તેઓનાં જીવનમાં માર્ગદર્શક સમો થઈ પડી તેઓને પ્રભુપ્રેમરાજ્યના રાજપથે લઈ જવા કારણભૂત થાઓ, એવી અમો આશા રાખીએ છીએ.

છેવટે અમો અમારા વડિલ ભાઈ શ્રીજગમોહનદાસ કલ્યાણદાસે, શ્રીઠાકુરજીએ પોતાનાં પત્ની શ્રીકુસુમકુમારી દેવીને લખેલા આ અપૂર્વ પત્રોના કરેલા આ ગુજરાતી અનુવાદ માટે બે શબ્દો લખવા અમારી ફરજ સમજીએ છીએ. ભાઈ શ્રીજગમોહનદાસે માત્ર શ્રીઠાકુરજીની આજ્ઞાથી જ "પાગલ હરનાથ અર્થાત્ શ્રીહરનાથ ઠાકુરની અપૂર્વ પત્રાવલી"ના ચારે ખંડોનો ગુજરાતી અનુવાદ આજ કેટલોક સમય થયાં કરી રાખ્યો હતો. "પાગલ હરનાથ અર્થાત્ શ્રીહરનાથ ઠાકુરની અપૂર્વ પત્રાવલીની સ્વયમ્ શ્રીઠાકુરજીની બંગાલી ભાષા બંગાલી સાહિત્યમાં અતિ ઉત્કૃષ્ટ સ્થાન ભોગવે છે એ અમો જાણીએ છીએ

અને શ્રીઠાકુરજીની મૂળ બંગાલી ભાષાનાં ગાંભીર્ય, મધુરતા તથા ભાવો પૂર્ણરૂપે ગુજરાતી ભાષામાં લાવવામાં ભાઈ શ્રીજગમોહનદાસ પરિપૂર્ણ સફળ નિવડ્યા છે તેને માટે અમો એઓ ભાઈને ધન્યવાદ આપીએ છીએ. અમારી ખાત્રી છે કે ભાઈ શ્રીજગમોહનદાસે, શ્રીઠાકુરજીએ પોતાનાં પત્ની શ્રીકુસુમકુમારી દેવીને લખેલા અપૂર્વ પત્રોનો કરેલો આ ગુજરાતી અનુવાદ, ગુજરાતી સાહિત્યમાં, વિશેષ કરીને ગુજરાતી ધર્મ સાહિત્યમાં, ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કરશે. અમોએ "પાગલ હરનાથ અર્થાત્ શ્રીહરનાથ ઠાકુરની અપૂર્વ પત્રાવલી"ના બંગાલી ચારે ખંડોનો ભાઈ શ્રી જગમોહનદાસે કરેલો ગુજરાતી અનુવાદ જ્યારે જોયો કે તરત જ, અમોએ અમારી શ્રી હરનાથ સોસાયટીની ગ્રન્થમાલાના પુસ્તકો તરીકે તે ચારે ખંડોનો તે ગુજરાતી અનુવાદ પ્રકટ કરવા ઇચ્છા દર્શાવી અને જ્યારે પ્રથમ પુસ્તક તરીકે, શ્રીઠાકુરજીએ પોતાનાં પત્ની શ્રીકુસુમકુમારી દેવીને લખેલા સર્વે પત્રો "પાગલ હરનાથ"ના પુસ્તકમાંથી ઉધ્ધૃત કરી તે પત્રોનો ગુજરાતી અનુવાદ એક સ્વતંત્ર પુસ્તકરૂપે પ્રકટ કરવા અમોએ અમારી ઉત્કટ ઇચ્છા ભાઈ શ્રીજગમોહનદાસ સમક્ષ પ્રકટ કરી કે તરત જ, ભાઈ શ્રીજગમોહનદાસે વિના સંકોચે, શ્રીઠાકુરજીએ પોતાનાં પત્ની શ્રીકુસુમકુમારી દેવીને લખેલા પત્રોના પોતે કરેલા ગુજરાતી અનુવાદના સંબંધમાં, પોતાના સર્વ હક્કો અમારી શ્રી હરનાથ સોસાયટીને સોંપી દઈ, તે અનુવાદ પ્રકટ કરવા માટે જે અનુમતિ આપી તે માટે એઓ ભાઈ પ્રતિ અમો અમારી કૃતજ્ઞતા અત્રે પ્રદર્શિત કરીએ છીએ. ભાઈ

શ્રીજગમોહનદાસ, આ જ પ્રમાણે "પાગલ હરનાથ અર્થાત્ શ્રીહરનાથ ઠાકુરની અપૂર્વ પત્રાવલી"ના બંગાલી ચારે ખંડોનો પોતે કરેલો ગુજરાતી અનુવાદ પણ, વાંચકવૃંદના લાભાર્થે પ્રકટ કરવા, અમારી ધી હરનાથ સોસાયટીને અનુમતિ આપશે, એવી અમો આશા રાખીએ છીએ.

મુંબઈ.
સંવત્ ૧૯૯૮ની
કાર્તિક શુકલ પ્રતિપદા,
તા. ૨૧-૧૦-૧૯૪૧.
શ્રીહરનાથાબ્દ ૭૭.

ધી બૉર્ડ ઑફ કન્ટ્રોલ,
**"ધી હરનાથ સોસાયટી,"**
મુંબઈ.

# શ્રીઠાકુર હરનાથના પત્રો

પોતાનાં પત્ની

**શ્રીકુસુમકુમારી દેવી પ્રતિ**

---

પત્રાંક ૧

**પ્રાણ પ્રિયતમે!**

તમારો આનંદપૂર્ણ પત્ર મળ્યાથી પ્રાણને અપાર આનંદ અને શાંતિ મળ્યાં છે. કયા અપરૂપ રસથી તમે તેને ભીંજવો છો કે જેથી તે આટલો સુમિષ્ટ થાય છે તે હું કળી શકતો નથી. રસિક પકવાનકાર તમે છો, એટલે તમે તો રસ-પાક વિષે જાણો. હું તો અરસિક, અનભિજ્ઞ. આ સંબંધે હું શું જાણું? પ્રિયે! તમે સર્વગુણસંપન્ન છો. પરંતુ તમારામાં એક એવી વસ્તુ છે કે જેને તમે ભલે દોષ માનો કે ગુણ માનો, તે શી તે તમે જાણવા માગો છો? તેનું નામ ચાતુરી. તમે કદી પણ અને કોઈને પણ સરલ થઈ આત્મપરિચય આપતાં નથી. ધન્ય છે તમારી શક્તિને! જે તમને જાણવાને જેટલી ચેષ્ટા કરે છે તેટલી જ ચાતુરી તમે તેની સાથે કરો છો. તમે સરલ હોઈને આટલાં ચતુર છો એ જ તમારો પ્રધાન ગુણ છે. આને જ કેવલ તમે છોડતાં નથી.

## શ્રીઠાકુર હરનાથના પત્રો

પત્રાંક
૧
(ચાલુ)

તમે સર્વ કાંઈ આપો છો–મન, પ્રાણ, સર્વ આપો છો એ સત્ય છે; પરંતુ એ ચાતુરી માત્ર છોડી દેતાં નથી. હું માત્ર એ જ માગું છું. બીજી કશી અભિલાષા નથી. હવે તો તમે જાણ્યું ને? હવે તો આપો, દયા કરો. હું તમને સુખી જોઈને આનંદ પામીશ. તમારા આ ભાવની ભાવના કરતાં કરતાં તો કૃષ્ણ પણ ત્રિભંગ થઇ ગયા તો પણ પાર ન પામ્યા, તેથી ગૌરાંગરૂપ ધારણ કરીને "રાધા, રાધા" ઉચ્ચારણ કરી તેમણે આક્રંદ કર્યું. ગૌરને રડાવતાં તમે જ તો જાણો છો, બીજા કોઇને તો તે સાધ્ય નથી. ગૌરને રડાવતાં અને હસાવતાં માત્ર તમે જ જાણો છો. હું જાણતો નથી કે તમારામાં એવું શું છે કે જેને માટે ગૌર આક્રંદ કરે છે. હું તે જ માગું છું. હું પણ રડવા ચાહું છું. તે ચીજ શી છે તે તમે જ જાણો અને તમે જેને જણાવો તે જાણે. માટે માગું છું કે મને પણ જણાવો. હું કૃતાર્થ થઇશ. "હાય, હાય" કરી રડીને, હસીને, નાચીને ચરિતાર્થ થઇશ. શું તમે તે આપશો? તેનું એક નામ પ્રેમ છે. તમારી પાસે તે છે તેથી તો હું તમારી પાસેથી તે શીખવા માગું છું. એટલા માટે તો રાધા મારાં પ્રેમ–ગુરુ છે. કૃપા કરી મને તે શીખવો. હું અત્યંત હતભાગી છું; પ્રેમ છોડી કામ શીખું છું, કાંચન છોડી કાચમાં લોભ થયો છે. પ્રેમ અને કામમાં અનેક તફાવત છે. જે સ્નેહમાં નિજને ભૂલી જવાય છે તેનું નામ પ્રેમ. કૃષ્ણ આ જ પ્રેમને અધીન છે. કૃષ્ણ કેવલ પ્રેમના ઋણી છે. એ ઋણ ફેડવવાની અભિલાષાથી જ તેમણે ગૌરસ્વરૂપ ધારણ કર્યું.

પત્રાંક
૧
(ચાલુ)



એથી ઉલટું જે સ્નેહમાં સ્વતઃનું સ્મરણ રહે છે તેનું નામ કામ. સંસારમાં સુખ, દુઃખ, મંગલ, અમંગલ, શોક, તાપ વગેરે જે કાંઈ છે તે સર્વે આ થકી જ ઉદ્‌ભવે છે. પ્રેમ ભીરુને સાહસિક બનાવે છે અને સાહસિકને ભીરુ બનાવે છે. પ્રેમ જ પુરુષને પ્રકૃતિ અને પ્રકૃતિને પુરુષ બનાવે છે. પ્રેમ જ કેવલ મૃતને સજીવ અને સજીવને મૃત કરવા સમર્થ છે. તમે તો એ પ્રેમ જાણો છો માટેજ મેં તમારૂં શરણ લીધું છે; દયા કરીને તે મને શીખવો. હું ચરિતાર્થ થઈશ, હું જીવન સાર્થક કરી લઈશ. કૃપણતા કરતાં નહિ અને મારી સાથે ચાતુરી પણ કરતાં નહિ. જે પ્રમાણે તમે સ્વતઃને ભૂલીને મારૂં પાલન કર્યું છે, જે પ્રમાણે સ્વતઃને ભૂલીને મને આપત્તિ રહિત રાખવાની ચેષ્ટા કરી છે, જે પ્રમાણે સ્વતઃને ભૂલીને મારી ઉપર સ્નેહ અને ભાવ રાખ્યાં છે તેજ પ્રમાણે કૃપા કરીને તમે મને સ્વાર્થનિરપેક્ષ પ્રેમ કરતાં શીખવો કે હું પણ એક વાર કામશૂન્ય એવા પ્રેમના આસ્વાદનો અનુભવ કરી ચરિતાર્થ થાઉં. હવે ચાતુરી કરશો નહિ. કદાચ આ વાત સાંભળી તમને મનમાં એમ થશે કે મેં વળી ચાતુરી ક્યારે કરી? પરંતુ જો ગુસ્સે ન થાઓ તો હું દેખાડી શકું એમ છું. દેખાડું કે? તો જુઓ. તમે લખ્યું છે કે ઇંદ્રિયોના વેગથી અને કામને વશ થઇ હું તે પ્રાણપતિનું ચિંતવન કરી શકી નથી. કહો વારુ, આ ચાતુરી નહિ તો બીજું શું? હું પૂછું કે પ્રાણપતિનું વળી ચિંતવન તે શી રીતે થઈ શકતું હશે? જો ચિંતવનદ્વારા તે પતિ પ્રાપ્ત કરી શકાતા હોય તો ગોપીગણે

પત્રાંક
૧
(ચાલુ)

તો કદી પણ તેમનું ચિંતવન કર્યું નહોતું. ધ્યાન, ધારણા તો તેઓ જાણતી પણ નહોતી. શાસ્ત્રમાં લખ્યું છે કે :–

"ગોપી નથી યોગીશ્વર કે તમારા પદ કમલનું
કરે સદાય ધ્યાન."

આ જે સહજ ભજન કહેવાય છે તે તો તમે જાણો છો માટે જ તો તમે ધ્યાન અને યોગ કરતાં નથી. ધ્યાન અને યોગનો ત્યાગ કર્યો છે માટે જ તો કૃષ્ણ તમારા થઇ રહ્યા છે. માટે કહું છું કે છલના છોડો અને આ સહજ ભજન મને શીખવો. શું કરીને તમે તેમને વશ કર્યા છે એ જ માત્ર મને શીખવો. શું કરીને એ અ-ધરને ધરી શકું તે મને કહો. ખરે! ઝાડુ કાઢનારની શેરીમાં જઈ ઝાડુ કાઢવા જેવું મારૂં થયું છે. હું ઝાડુ કાઢવા જાઉં કે ઝાડુ કેમ કાઢવું તે શીખવા જાઉં? ઝાડુ કાઢવાનો ખરો અધિકાર એ કામ કરનાર લોકોનો છે. કેવી રીતે ઝાડુ કાઢવું તે હું જાણતો નથી. તેથી તો તમારી પાસે આવ્યો છું. જો કૃપા થાય અને કોઇ દિવસે કૃપા કરી શીખવી દો તો ઝાડીઝુડીને મારા અંતઃકરણને શુદ્ધ કરી શકું. હું તમારા ઉપર ઉપકાર કરવા આવ્યો નથી પણ હું મારા પોતાના લાભ માટે આવ્યો છું. પુરુષો સ્વાર્થ પરાયણ હોય છે માટે તેઓને પકડીને પણ નિઃસ્વાર્થી થવાની શિક્ષા આપો. આ ધન મને આપ્યાથી હું તમને અધીન થઇશ. હું એક વાર સ્વતઃને ભૂલીને તમારી ઉપર પ્રેમ કરી ચરિતાર્થ થઇશ–જીવન સફલ કરીશ. તેમ થયાથી તમે તે હું અને હું તે તમે થઈ જઈ શકીશું. ત્યારે આ પ્રાણ સાથે પ્રાણ મેળવીને યુગલ

પત્રાંક
૧
(ચાલુ)

થઈ તે યુગલ રાજ્યમાં યુગલ રૂપનાં દર્શન કરી ચરિતાર્થ થઈશું. યુગલ થયા વગર યુગલ રાજ્યમાં જઈ શકાતું નથી. કૃપા કરી મને પ્રાણ સાથે પ્રાણ મેળવવાનો માર્ગ દેખાડો. આ શીખવવાને તમે જ માત્ર માલિક છો. પ્રાણાધિકે! રામ સીતાને અને યુધિષ્ઠિર દ્રૌપદીને સાથે લઇ ગયા હતા એ ખરૂં છે, પરંતુ તેનું કારણ શું હતું તે સાંભળવું છે કે? પ્રાણાધિકે! તમે જ સકલ કર્મનું મૂલ છો, તમારા વગર કોઇ પણ કાર્ય સફલ થઇ શકતું નથી. જુઓ પ્રાણપ્રિયે! તેઓનું કાર્ય પૃથ્વીનો ભાર હરણ કરવાનું હતું. તેઓ જો શક્તિ વગર હોત તો તે કાર્ય કેમ સિદ્ધ થાત? માટે જ તેઓએ શક્તિ સહિત ગમન કર્યું હતું. જો સીતાને સાથે લીધાં ન હોત તો રાવણ કદાપિ મરત ખરો કે? દ્રૌપદી જો સાથે ન હોત તો દુર્યોધન, ઇત્યાદિ કદાપિ મરત ખરા કે? આ વિષે લખતાં ઘણું લંબાણ થાય. માત્ર જરાક વિચાર કરી જોશો તો મારૂં કહેવું સત્ય છે કે મિથ્યા તે તમે સમજી શકશો. મને તો હવે ભૂભાર હરણ કરવાનો નથી કે મને શક્તિની જરૂર પડે. મારે છાયાની જરૂર છે; તે તો કદી મેં છોડી નથી. હમેશાં હૃદયના એક નિર્જન ખૂણામાં તેને પધરાવી પ્રાણને તૃપ્તિ થાય ત્યાં સુધી તેની પૂજા કરૂં છું; તો પણ કોણ જાણે કોઇ કોઇવાર તમારી અકૃપા થાય છે અને અનેક પ્રયત્નો કર્યા છતાં પણ તમને વધુ રાખી શકતો નથી; તમે પલાયન કરી જાઓ છો. માટે તો તમને વારંવાર કહું છું કે આ ચાતુરી છોડો અને હૃદયમાં સ્થિર થઇ બેસી રહો. છાયારૂપે મારી પાસે રહો અને

પત્રાંક
૧
(ચાલુ)

દેહથી માત્ર માની સેવા કરો. હું પોતે તેમની સેવા કરૂં તેના કરતાં તમારી સેવાથી તેઓને અધિક આનંદ થશે. આ વાતને અસંભવિત ગણતાં નહિ. એ તો હરકોઇ જાણે છે કે મુદ્દલ રકમ કરતાં વ્યાજ વધારે પ્રિય હોય છે. માટે જ તો હું તમને વિનંતિ કરૂં છું કે જીવ લગાડીને માની સેવા કરજો. તેથી દુઃખ દૂર થશે. માને મારા પ્રણામ કહેજો અને કહેજો કે મારે માટે કશી ચિંતા ન કરે. તેમને અસ્વસ્થ કરતાં નહિ. હમેશાં પ્રસન્ન વદન રાખજો. પ્રાણાધિકે! એક ક્ષણને વાસ્તે પણ નથી હું તમારાથી છૂટો કે નથી તમે મારાથી છૂટાં, તો પછી ચિંતા શા વાસ્તે? જે સ્નેહની આડે પડદો હોય તેનું નામ જ પ્રેમ. મારો સાપ શું બીજા કોઇનો થયો છે? શા વાસ્તે આમ? તેના ઉપર નજર રાખજો. **અ**પાને પૂછજો કે **લાલ** પ્રેમ કરતાં શીખ્યો છે કે? સાપ સાથે ખેલવાની ઈચ્છા થઇ છે કે? ઠીક. હું પણ આશામાં રહ્યો છું. તે શીખ્યા પછી હું પણ શીખીશ કે જેથી નિશાની રાખી શકાય. દૃઢ વિશ્વાસ અને પ્રગાઢ અનુરાગ રાખી તેને આગળ વધવા કહેજો. તેને જો સાપને રમાડવો હોય તો હમેશાં સાપની આંખ સાથે આંખ મેળવી રાખે, આંખ હલાવી કે વિપદ્. ચાલો, હું પણ હવે રજા લઉં. ઘણીએ વાતો મનમાં રહી છે પણ ભયથી જડ થઇ ગયો છું. તમારી વાતનું પાલન કરજો. છાયા પ્રમાણે હમેશાં મારી પાસે રહેજો કે નિત્ય તમને જોઈ શકું, પછી ભલે મારાં ચક્ષુ બંધ હોય કે ઉઘાડાં હોય.

તમારો—હર

## શ્રીકુસુમકુમારી દેવી પ્રતિ



પત્રાંક
૨

પ્રાણ પ્રિયતમે !

આજે ફરીથી તમારાં દર્શન કરવા આવ્યો છું. હું કેવા આનંદમાં કે નિરાનંદમાં છું તે તમે સારી પેઠે જાણી શકો છો. મેં સમુદ્રમાં ઝંપલાવ્યું તે ઠીક કર્યું નહિ, મોટી ભૂલ કરી છે. પણ હવે જે થયું તે થયું. કશી ચિંતા કરતાં નહિ. આજ એક વિશેષ વાત તમને કહેવાની છે. તમે શું થોડા દહાડા પહેલાં એક બે દિવસ માટે તમારા પિતાને ઘરે ગયાં હતાં? અને ત્યાં જઇને શું સુખમાં રહી શક્યાં નહોતાં? આ વાત મને ઠીક સ્પષ્ટ કરીને લખજો. મહોત્સવના ત્રણ દહાડા પહેલાંની આ વાત છે. લખવાનું ભૂલતાં નહિ. જ્યાં સુધી તમારો પત્ર આવશે નહિ ત્યાં સુધી મારું મન સ્થિર થશે નહિ. મારી ઉપર નજર રાખી બધી સત્ય વાત લખજો. જે સમયની વાત હું લખું છું તે સમયે તમારાં કાકીએ તમને ઘણી સહાય કરી હતી. આ વાતને

# શ્રીઠાકુર હરનાથના પત્રો

પત્રાંક
૨
(ચાલુ)

પાગલની વાત ગણીને હસી કાઢતાં નહિ. અને જો તમે મારી ઉપર યથાર્થ પ્રેમ રાખતાં હો તો મારી એક વાત માન્ય રાખજો. જો તમે એની અવગણના કરશો તો તમને પોતાને પણ કષ્ટ થશે અને મને પણ કષ્ટ થશે. એ વાત બીજી કાંઈ નથી પણ એ જ કે તમે હવે ચૈત્ર માસ પર્યંત તમારા પિતાને ઘરે જતાં નહિ, એક દિવસને માટે પણ પણ મારાં માની પાસેથી ખસતાં નહિ. જો કોઈ વિશેષ કારણને લીધે પિતાને ત્યાં જવું થાય તો કદી પણ ત્યાં રાત્રિવાસ કરતાં નહિ. જો બીજી વાર કદી આપણો મેળાપ થશે તો આ બધી વાત તમને સ્પષ્ટ કરી કહીશ–હાલ તો નહિ જ. માની પાસે રહેવાથી સુખમાં રહી શકશો, કાંઈ પણ કષ્ટ થશે નહિ. માનો સાથ છોડ્યાથી વિપત્તિમાં પડશો. તમે સમજો છોને? હાલમાં મારો સાથ છોડીને સુખમાં તો છોને? તમે સુખમાં રહો તો જ હું સુખી. બહુ વિચાર કરશો નહિ. બહુ ઉતાવળાં થતાં નહિ. સદાએ મંત્ર સ્મરણ કરવાનું ભૂલતાં નહિ. અત્રે હું પાંચ દિવસમાં પાંચ પ્રકારનો થયો છું. મારૂં આજકાલનું રૂપ તમને જોવા મળશે નહિ. પાસે રહ્યાથી ઘણી વાતો યાદ આવતી નથી પરંતુ હવે એ સઘળી વાતોની સ્મૃતિ થાય છે. ગમે તેમ હોય પણ સારમાં સાર–મંત્ર ભૂલતાં નહિ. કોઇની સાથે નિષ્ઠુર વ્યવહાર કરતાં નહિ. ખરાબ શબ્દો કહીને કોઇના પણ મનને કષ્ટ દેતાં નહિ. વડીલો પ્રત્યે અભક્તિ બતાવતાં નહિ. માને સેવાદ્વારા સંતુષ્ટ કરી તેના

## શ્રીકુસુમકુમારી દેવી પ્રતિ

પત્રાંક
૨
(ચાલુ)

આશીર્વાદ મેળવવાને વિશેષ પ્રયત્ન કરજો. ગુરુ-પાદપદ્મમાં રતિ, મતિ રાખજો. તમારા કૃષ્ણમાં અને ગુરુદેવમાં કાંઇ ફરક નથી, બન્ને એક જ છે; એ ભૂલતાં નહિ. બધાંનાં પ્રિય થવા પ્રયત્ન કરજો. બાલકોની ઉપર નજર રાખજો. માને મારા પ્રણામ નિવેદન કરજો. મા મારે વિષે ચિંતા કરે નહિ અને તમે પણ માની કાળજી વધારતાં નહિ. એટલું નક્કી જાણજો કે જો મા નહિ હશે તો મને પણ આ સંસારમાં જોવા પામશો નહિ. માના પ્રાણ સાથે મારો પ્રાણ જોડાયલો છે; એ વાત આજે મેં તમને કહી છે. એ ધ્યાનમાં રાખજો અને એને મિથ્યા વાત સમજતાં નહિ. આ વિષયમાં વધુ લખવાની જરૂર નથી. તમારી કૃપાથી હું કુશલ છું.

તમારો

હર





પત્રાંક ૩

**પ્રાણ પ્રિયતમે!**

હાલમાં જ તમારી કરુણાનો મને અનુભવ મળ્યો છે. તમે એવાં ન હોત તો આ સંસાર ટકત નહિ. એક પણ જીવ જીવિત રહેત નહિ. તમે મારા પ્રતિ કરુણા કરી શાંતિભાવ ધારણ કર્યો છે તેથી જ તો આ મહાસમુદ્ર પણ સ્થિર થયો છે અને તેમાં તરંગો પણ ઉત્પન્ન થતા નથી. હવે તમે પોતે નિશ્ચિંત થઇ મને પણ નિશ્ચિંત કર્યો છે. માટે તો હું તમને આટલો બધો ચાહું છું. માટે જ તો હું તમારી પાસે આટલી છૂટ લઉં છું. મારી પ્રાર્થના હવે એ જ કે આ કરુણા ચિરસ્થાયીરૂપે મારી ઉપર રહે. હું કદી પણ તમારી અવકૃપાનો અધિકારી ન થાઉં. મારા જેવા સૌભાગ્યવાન આ સંસારમાં ઘણા જ થોડા હશે. જુઓ, પ્રત્યેક જીવની રક્ષા કરવા માટે દરેકને એક એક મા છે, પરંતુ મારે વિષે એક વાર વિચાર કરી જુઓને. હું તો ઘણો

પત્રાંક
૩
(ચાલુ)

દુર્બલ, માટે જ મારા રક્ષણનો ભાર આટલી બધી માતાઓ ઉપર પડ્યો છે. ધન્ય છે મને અને ધન્ય છે તે પરમકરુણા-નિધાનની કરુણાને! મારે વિષે ચિંતા કરતાં નહિ. હું જ્યાં પણ હોઉં છું ત્યાં તમારી કૃપાથી મારી ઉપર તે પ્રાણપતિનાં અપાર સ્નેહ અને પ્રેમ હોય છે. કેવલ તમારે લીધે તમારા કૃષ્ણ મારી ઉપર આટલો પ્રેમ રાખે છે અને આટલો આદર કરે છે. જેમ જેમ તમે તે પ્રાણવલ્લભનાં વધારે પ્રિય થતાં જશો તેમ તેમ તેઓ મારી ઉપર વધારે પ્રેમ રાખશે; કારણ કે હું તમારો છું. માટે કહું છું કે હમેશાં તેમના નામ અને પ્રેમમાં મચ્યાં રહી કાલ નિર્ગમન કરો. અન્ય ચિંતામાં મનને ખરાબ કરતાં નહિ. નિરંતર તે પ્રેમમયના પ્રેમ સરોવરમાં ડૂબી અમૃતનું પાન કરજો. તે સમયે વિષ ખાવાથી પણ મૃત્યુ થશે નહિ, વિષની જ્વાલાથી બળશો પણ નહિ. પણ જો કોઈ હતભાગી તે પ્રેમસમુદ્રમાં પડ્યા છતાં પણ મારી પેઠે મુખ બંધ રાખે તો તેની વાત નિરાળી છે. એવાઓ તો હંમેશાં જ બળી રહ્યા છે. એઓની આ આગ બુઝાવવાનું બીજું સ્થાન તે ક્યાંથી હોય? એમ નહિ સમજતાં કે હું આ અસત્ય વાત લખું છું. કૃષ્ણ-પ્રેમ-સમુદ્રમાં પડ્યા પછી શું કદી કોઇ બળી શકે છે? જેમના દર્શનમાત્રથી કોટી કામ નિવારણ થાય છે તેમના વળી સ્પર્શથી શું કદી જ્વાલા આવી શકે ખરી? આનું પ્રમાણ જોઇએ તો જુઓ જટિલા અને કુટિલાનું દૃષ્ટાંત. તેઓએ તો તે પ્રેમમય મૂર્તિને જોઈ હતી તથાપિ કાં તેઓ

પત્રાંક
૩
(ચાલુ)

સંતપ્ત હતાં? ચંદ્રાવલી પણ હમેશાં તે પ્રેમસરોવરમાં ડૂબ્યાં રહ્યાં હતાં, પરંતુ તેઓ પણ મારાં કિશોરીની પેઠે શાંતિ મેળવી શક્યાં નહોતાં. જુઓ, સાધકગણ સાધના કરતાં કરતાં પણ પડે છે કે નહિ? તેઓ પણ તે જ મહાસમુદ્રમાં પડ્યા છે, છતાં કાં વારુ બળે છે? માટે કહું છું કે તે પ્રેમસરોવરમાં અનેક ઝેરી સર્પો પણ વાસ કરે છે. સ્વેચ્છાથી જલને વધારે ચંચલ કર્યાથી તે સર્વે સર્પો દંશન કરે છે. જેઓ મુખ બંધ કરી રહે છે અને અમૃતનું પાન કરતા નથી તેઓ જ બળે છે, તેઓ જ મરે છે. માટે કહું છું કે મારી પેઠે મુખ બંધ કરી રાખતાં નહિ. જો મહાતપશ્ચર્યાના ફલે કરીને જ્વાલા શાંત કરવા આ સરોવરમાં પડ્યાં છો તો તેનું પાન કરો. તેમ થશે તો ભય રહેશે નહિ. જવા દો, આ બધી વાત તો તમારી આગળ પુરાણી થઈ ગઈ છે. આ વાતની હવે જરૂર નથી. હું જેવો છું તેવી મારી વાત છે. તે કદાચ તમને પ્રિય લાગશે નહિ. કારણ કે ઉનો બિરંજ ખાધા પછી થંડો ભાત ગમે જ નહિ. પરમપૂજનીય માને મારા પ્રણામ કહેજો અને નિવેદન કરજો કે તેઓ મારે માટે લેશભાર પણ ચિંતા કરે નહિ. જેના ઉપર તેમના આશીર્વાદ રહ્યા છે તેને માટે વળી ચિંતા શેની? તેઓ નિશ્ચિંત રહેશે તો હું પણ નિશ્ચિંત રહીશ. વૃક્ષના મૂલમાં રસ હોય તો ફલ પણ રસપૂર્ણ થાય તેમાં તો કાંઈ સંદેહ જ નહિ. માટે કહું છું કે તેઓ હમેશાં આનંદમાં રહે. તેમની સેવા કરવામાં ખામી ન આવે.

પત્રાંક
૩
(ચાલુ)

શ્રીકુસુમકુમારી દેવી પ્રતિ

તેમની કૃપા થયાથી તમારી સમસ્ત કામના પૂર્ણ થશે. હવે હું રજા લઈશ. તમારી ઈચ્છા પ્રમાણે વર્તજો. તમે છો ઈચ્છામયી.

તમારોજ

હર





પત્રાંક
૪

પ્રાણાધિકે !

ગઈ કાલે તમારો પત્ર મળ્યાથી હું કેટલો આનન્દિત થયો તે હું પત્રમાં કેવી રીતે જણાવું ? જો તે આનંદને સીમા હોત તો વળી હું લખી પણ જણાવત. આ આનંદ બહારનો નથી પણ પ્રાણનો આનંદ છે. જેઓના પરસ્પરના પ્રાણ મળેલા છે તેઓ જ માત્ર આ અનુભવ કરી શકે છે; બીજાઓને તો તે અસાધ્ય છે. પ્રિયે, મારા પત્રને માટે તમે આ જગાએ, પેલી જગાએ ખોળો છો ખરું, પરંતુ વિચાર કરી જુઓ કે તમારી અવસ્થા અને મારી અવસ્થામાં કેટલો તફાવત છે. તમારી પાસે તો મારું વિસ્મરણ કરાવનારી વસ્તુઓ છે પરંતુ મારી પાસે તો તમારું સ્મરણ કરાવી આપનારી વસ્તુઓ છે. તમારું મન મુંઝાઈ જાય તો પુત્રકન્યાના સ્નેહમાં તે બધું ભૂલી જવા માગો તો ભૂલી જઇ શકાય તેમ છે, પરંતુ મારી રાવણની

પત્રાંક
૪
(ચાલુ)

ચિંતા તો કદિ પણ બુઝાતી નથી. એટલે સુધી કે જ્યારે કોઇ કાગડાને અથવા બીજા કોઇ નાના પ્રાણીને પોતાના સંતાનને ખવડાવતાં હું જોઉં છું કે તે ક્ષણે જ મને મારાં માની સ્મૃતિ થઈ આવે છે અને આપોઆપ મારી આંખો જલથી ભરાઇ આવે છે. પ્રિયે, આ સંસારમાં જે પણ વસ્તુ પર નજર પડે છે તે જગાએ માનો પુત્ર પ્રતિનો પ્રેમ દેખાઇ આવે છે. મને એમ લાગે છે કે આ પૃથિવીમાં જો માનો પ્રેમ ન હોત તો તેમ થવાથી એક ક્ષણ પણ આ સંસાર ટકત નહિ. જે પ્રમાણે જલ વિના કોઇ પણ શસ્ય જીવિત રહી શકતું નથી તે જ પ્રમાણે માતૃસ્નેહ વગર આ સંસાર કદિ પણ ટકી શકતો નથી. આવાં માને છોડીને રહેવાના કષ્ટ જેવું બીજું કષ્ટ તે શું હોઈ શકે? આવાં માની ચરણસેવા કરવાનું ન મળવા જેવાં વિપત્તિ અને દુ:ખ આ સંસારમાં બીજાં નથી. તેથી કરીને મને વિશ્વાસ છે કે તમે મારાં થઇને માની સેવા કરી મને ચરિતાર્થ કરશો. હું તમારી પાસે બીજું કશુંએ ચાહતો નથી, અને ચાહિશ પણ નહિ. પ્રભુ પાસે પ્રાર્થના છે કે તમે માને સંતુષ્ટ કરવામાં પાર થાઓ; તેઓ પણ તમારી ઉપર સદા સંતુષ્ટ રહે! પ્રિયે, જ્યારે સંધ્યા સમયે દૂર પહાડ ઉપર ચમક ચમક થતા સંધ્યાના દિવાઓ નજરે પડે છે ત્યારે એકદમ જ સર્વ કાંઈ યાદ આવે છે. એમ લાગે છે કે તે દિવાઓની ચારે બાજુએ સમસ્ત દિન પરિશ્રમ કરીને, મા, બાપ અને બીજાં બધાં બેઠેલાં છે અને નાનાં

પત્રાંક
૪
(ચાલુ)

નાનાં બાળકો ચારેબાજુએ રમ્યા કરે છે અને વળી ક્યારે ક્યારે માબાપને કોટે વળગી પડે છે; આ સર્વે મનમાં તરી આવે છે અને પ્રાણ આકુલ થઇ પડે છે. હવે વિચારી જુઓ કે તમારામાં અને મારામાં કેટલો તફાવત છે. તમને દુ:ખ થાય છે એ વાત ખરી, પણ તેની શાંતિ કરવા તમારી પાસે સ્થાન છે, પરંતુ પ્રિયે, મારી જ્વાલા તો તમારા કરતાં ઘણી વધારે છે અને ઠંડા થવાનું સ્થાન પણ નથી. હવે કહો વારુ, તમારી સ્થિતિ સારી છે કે મારી સ્થિતિ સારી છે? આટલું દુ:ખ તમને થાત તો તમે તે શું સહન કરી શકત કે? કદિ પણ નહિ. અમે તો પુરુષ; સ્વભાવથી જ કઠણ, એ કારણથી કેટલુંક સહન કરી શકીએ ખરા. પ્રિયે, તમારો પત્ર ન મળ્યાથી પ્રાણમાં જે કાંઈ દુ:ખ થાય છે તે પત્રદ્વારા જણાવવું અસંભવ છે. તમે પ્રિયે, પરવશ છો તેથી કરીને તો હું ધીરજ ધરી રહ્યો છું, નહિ તો એમ કરવું અસંભવ થાત. ગમે તેમ હોય, પ્રાણપ્રિયે, પણ જ્યારે બની શકે ત્યારે વચ્ચે વચ્ચે પત્ર લખતાં રહેજો, હું પણ ખબર આપતો રહીશ, કદિ પણ ભૂલીશ નહિ. હે પ્રિયે, જો હું ભૂલું તો પછી મારે શું લઈને જીવવાનું છે? કૃષ્ણ તમારી ઉપર નજર રાખો, તમને સુખમાં રાખો. આ સમયે તમે જરા સાવધાન રહેજો; જોજો, પ્રિયે, આ વાત ભૂલતાં નહિ. મારે માટે તમે સાવધાન રહેજો. તમે મને બહુ આદરણીય છો પરંતુ તમારો યોગ્ય આદર કદિ પણ કરી શક્યો નથી; આટલે દિવસે તમારા લોકોનો આદર

પત્રાંક ૪ (ચાલુ)

કરવાને કંઇક કંઇક શીખું છું. પ્રિયે, તમે લખો છો કે કાશ્મીરમાં આવી મને કાંઈ મળ્યું છે? તો આ વાત તો મેં તમને પૂર્વે જ લખી છે. કાશ્મીરમાં આવીને નૂતન જીવન અને નૂતન પ્રેમ મળ્યાં છે. છતાંએ પાછાં પૂછો છો કે અત્રે આવી મેં શું મેળવ્યું છે? મેળવ્યું છે ખરૂં પરંતુ ભૂલ્યો નથી. ભૂલવાની વસ્તુએ નથી.

તમારો

દેર





પત્રાંક
૫

પ્રાણાધિકે !

ઘણા દિવસો થયા તમારો પત્ર મળ્યો નથી, પરંતુ રોજ રોજ તમારી ખબર મળે છે. બહુવિધ રૂપે બહુવિધ ભાવે નવીન નવીન સાજે સજાઇ તમે કેવી જાતનો નિત્ય નવીન ખેલ કરો છો તે જોઇ હું કેટલો આનન્દિત થાઉં છું તે તો હું જ જાણું છું અને તે જ જાણે. પ્રત્યક્ષ નજરે જોવા કરતાં આવી રીતે જોવું તે કેટલે દરજ્જે સારૂં છે તે એક મુખથી કહી શકાય તેમ નથી. નજરે જોવું તે સકામ અને આવી રીતે જોવું તે નિષ્કામ. આ દૃશ્ય જોવા માટે જ તો કૃષ્ણનું મથુરા જવાનું થયું; આ સુખ મેળવવા માટે જ તો કૃષ્ણનું ગૌરાંગરૂપ ધારણ. નિકટ રહેવાથી જેને કામ કહેવામાં આવે છે, દૂર રહેવાથી તે જ વિષ અમૃત થઈ પ્રેમ નામ ધારણ કરે છે. તેથી કરીને જ તો કૃષ્ણના મથુરા જવાથી શ્રીમતીનાં નેત્રમાં અશ્રુજલ આવ્યાં અને તેથી

પત્રાંક
૫
(ચાલુ)

કરીને જ તો મારા ગૌરાંગના નેત્રવારિનો વિરામ જ થયો નહિ. કહો વારુ, પ્રાણાધિકે, જો એમ થાત નહિ અને આટલો આનંદ મળત નહિ તો જેને પ્રાણમાં સ્થાન આપ્યું છે તેને છોડી શું કદિ પણ રહી શકાય એવો સંભવ પણ ખરોકે? આપણે જેને ખુલ્લી રીતે ચાહિએ છીએ, જેને એક વાર એક પલકને માટે પણ ન જોયાથી પ્રાણ આકુલ થાય છે તેને પ્રાણમાં પ્રતિષ્ઠિત કરીને એકાંત સ્થાનમાં એકમનથી અને એકપ્રાણથી પ્રેમ કર્યાથી કેવો આનંદ થાય છે તે જો અનુભવ કરવો હોય તો પ્રેમપાત્રની સમીપમાંથી દૂર જવું એ કર્તવ્ય છે. જેઓ આ નથી જાણતા તેઓ કદિ પણ પ્રાણનો પ્રેમ જાણતા નથી, તેઓનો પ્રેમ તે પ્રેમ જ નહિ. તેઓ પ્રણય એટલે શું તે જાણી શકતા નથી અને શકશે પણ નહિ. જેઓએ કૃષ્ણ-કૃપાથી આ પ્રેમની ગંધમાત્ર પણ મેળવી છે તેઓ તો ચક્ષુપ્રેમને અતિ તુચ્છ ગણી તેની ઘૃણા કરવા શીખ્યા છે. તેઓએ જ પ્રણયનો ખરો સ્વાદ ચાખ્યો છે અને તેઓ જ ચરિતાર્થ થયા છે. પ્રાણાધિકે, હવે તો જાણી શક્યાં છોને કે વિરહ કેટલી સારી ચીજ છે? વિરહ જ ચાહે તો કૃષ્ણની પ્રાપ્તિ કરાવી આપે છે, કારણ કે વિરહ જ તો કામનો નાશ કરી પ્રેમ નિર્માણ કરે છે, અને કેવલ પ્રેમ થકી જ તમારા લોકોનો તે ગાયોનો ગોવાળ સંતુષ્ટ થાય છે. જુઓ, પ્રિયે, જે પ્રમાણે શેરડીના રસમાંથી સાકર (મિસરી) તૈયાર કરવી હોય તો કેવલ એકમાત્ર અગ્નિની સહાયતાની જરૂર

પત્રાંક
૫
(ચાલુ)

હોય છે. અગ્નિ સિવાય સકલ વૃથા છે કારણ કે તે વગર રસ નરમ થઈ જઈ નષ્ટ થાય છે તે જ પ્રમાણે કામ-રસને ભીનો કરી પ્રેમ તૈયાર કરવો હોય તો એકમાત્ર વિરહ-અગ્નિની જરૂર છે. વિરહ-અગ્નિ સિવાય કામનું 'મારણુ' કરી પ્રેમ કરવાનું બીજા કોઇથી પણ સાધ્ય નથી. હું આશા રાખું છું કે કૃષ્ણ આપણને આ વિરહને પરમ મિત્ર સમજી ચાહવાને શીખવે. તેમ થવાથી દુઃખ જશે, આનન્દ મળશે અને ચરિતાર્થ થવાશે. પણ, પ્રિયે, એક વાત કહું. કેવલ અગ્નિ બાળવાથી તો કાંઈ સાકર (મિસરી) થતી નથી. તેમાં (શેરડીના રસમાં) પ્રથમ તો દૂધ અને પાણી નાખી મેલ જુદો કાઢી નાખવો પડે છે અને ત્યાર પછી ખૂબ હલાવવાની જરૂર છે. તેથી કહું છું કે આ વિરહ-અગ્નિ માત્ર પ્રકટાવ્યાથી જ કાંઈ કામ મરી પ્રેમ થતો નથી; આનો બીજો પણ એક ઉપાય બાકી રહ્યો છે, પણ તે તો મીઠાઈ બનાવનારી રસિકાઓ જ જાણે. છતાંએ એક વાત કહું છું. મહાજનગણે જે જાતના પથનું અવલંબન કર્યું છે તે પથનું દર્શન આપણા ભાગ્યમાં છે કે નહિ તે હું જાણતો નથી. છતાંએ જે પ્રમાણે સાંભળ્યું છે તે સાંભળવા ચાહતાં હો તો કહું–

"પરસ્પર હૃદયે લાવી સ્વરૂપ બંનેનું,
બે એક થઈ, મળી પરતત્ત્વમાં નિત્ય એવા,
પુરુષ પ્રકૃતિ થશે, પ્રકૃતિ પુરુષ,
સત્ય વસ્તુ ઘરમાં જુવો, કર્યો માત્ર પ્રસ્તાવ આ."

પત્રાંક
૫
(ચાલુ)

ઇત્યાદિ, ઇત્યાદિ. હવે મને લાગે છે કે વિરહ જ આ જાતની ભાવના કરાવવાને એક માત્ર કારણ છે એમ સમજવામાં કાંઇ બાકી નથી. પાસે રહેવાથી, પ્રાણના પ્રેમપાત્રને પ્રાણની અંદર પૂરી રાખ્યાથી પણ પ્રેમ થતો નથી. પાસે રહેવાથી થતા પ્રેમની તમારી અમારી વાત તો બાજુએ રહી પરંતુ તે રસિક શિરોમણી કૃષ્ણ સ્વયમ્ પણ કરી શકયા નહિ. વિચાર કરી જુઓ, કે જ્યારે તેઓ પોતાના બંસીસ્વરથી વ્રજગોપીગણને વનમાં લઈ આવ્યા ત્યારે પૂર્વે જેઓના વિરહથી અત્યન્ત દુ:ખિત થયા હતા તેઓને પોતાની નિકટમાં મેળવી તેઓનો કઇ કઇ રીતે તિરસ્કાર કર્યો હતો, તેઓને કેટલા રડાવ્યા હતા, અને છેવટે વનમાં છોડી મેલી કેટલું કષ્ટ આપ્યું હતું. આ કારણને લીધે જ તો રસિક ભકતગણે કહ્યું છે કે "સંગે રાખ્યાથી હોય અનુરાગ ક્ષીણ." વળી જુઓ, પ્રાણાધિકે, મહાજનોનું વાકય તો મેં ઉપર કહ્યું; હવે મહાજનોનું કાર્ય જુઓ તો સમજી શકશો. કોની વાત કરૂં? કરવી તો મોટાંની જ વાત કરવી; મોટાંને જ હાથ લગાડવો સારો. જુઓ તમારા લોકોના કૃષ્ણ; મથુરા અને વૃંદાવન વચ્ચેનું અંતર અતિ સામાન્ય, છતાંએ કાં નિકટે રાખી શક્યા નહિ? આ આપણા શ્રીગૌરાંગ અને નિત્યાનંદ જુવો. ક્યાં, કોઇએ તો સાથે રાખ્યા નહોતા. આનું કારણ જાણો છો કે? માત્ર રડવાને માટે જ, માત્ર તે અપરૂપ રૂપરાશિનું એકાંતમાં એકચિત્તથી ધ્યાન કરી આત્મવિસ્મૃતિ થવાને

પત્રાંક
૫
(ચાલુ)

માટે જ. દ્વારકામાં કે મથુરામાં કૃષ્ણને પ્રિયતમાઓનો તો અભાવ નહોતો છતાંએ કાં રડયા'તા? આનો જ માત્ર વિચાર કરી જોજો. ચિંતવન કરતાં કરતાં જ જીવ શિવ થાય છે, ચિંતવન કરતાં કરતાં જ પ્રકૃતિ પુરુષ અને પુરુષ પ્રકૃતિ થાય છે. ચિંતવન કરતાં કરતાં જ તમારા લોકોના કૃષ્ણ ગૌરાંગ થયા, ચિંતવન કરતાં કરતાં જ શિવ ગોપીશ્વર થયા, ચિંતવન કરતાં કરતાં જ છ મંજરીઓ છ ગોસ્વામી થયા. માટે કહું છું કે પ્રાણપ્રિયે, આપણે બંને એક બીજાનું ચિંતવન કરતાં કરતાં એક દિવસ તમે હું અને હું તમે થઇ જઈશું. મને ભરોસો છે કે આ વાતને મિથ્યા ગણી અવિશ્વાસ કરશો નહિ. મારા હૃદયની વાત આજે બહાર નીકળી ગઇ; પ્રાણ ફાટી જતાં છતાં એ કહી નહોતી. આજે અનેક દિવસનું ગુપ્ત રાખેલું ધન પ્રકાશ કરી નાખ્યું. જોજો, પ્રિયે, નિન્દકો આ વાત સાંભળી આપણો ઉપહાસ ન કરે. મારા હૃદયના ધનને તમે હૃદયમાં જ રાખજો. સાવધાન, જોજો મારું મૃત્યુશર શત્રુના હાથમાં પડે નહિ તેને માટે સાવધાન રહેજો. ગુપ્ત રાખવાનો મેં પ્રયત્ન કર્યો હતો પરંતુ વધુવાર રાખી શક્યો નહિ. હું આશા રાખું છું કે તમે મારા પ્રાણના ધનને જતનપૂર્વક તમારા પ્રાણની અંદર પૂરી રાખશો. આને લીધે જ મેં કહ્યું હતું કે વિદેશમાં રહ્યા વગર હું મરી જાત. હવે તો સમજયાંને? આ પત્ર અતિ જતનપૂર્વક અને

પત્રાંક
૫
(ચાલુ)

સાવધાનીથી રાખી મૂકજો. આ પત્ર લખી આજે મને ભય ઉત્પન્ન થયો; તેની ઇચ્છા. શા કારણથી આજે લખાવ્યું, તે તો તે જ જાણે. હું આશા રાખું છું કે તમે સમસ્ત વાત સારી રીતે સમજી જશો અને હૃદયના અતિ ગુપ્ત સ્થાનમાં રાખશો. આજે તમારા **શ્યામનો** (શ્રીઠાકુર શ્રીહરનાથજીના કુટુંબની દેવમૂર્તિ) રથોત્સવ છે; બધાંને જ રથ જોવા જવા માટે આજે તમારે પૈસાટકા આપવા જોઇએ; મારા જેવો ગરીબ બીજું શું આપશે? આજે પ્રાણનું રત્ન તમને આપવા આવ્યો છું; આશા રાખું છું કે તે આદરથી લેશો અને જતનથી તેની રક્ષા કરશો. અનાદર કરતાં નહિ, મારી પાસે બીજું કશું પણ નથી, જે કાંઇ પણ મેં આટલા દિવસો સુધી જતનથી સંગ્રહી રાખ્યું હતું તે આજે આપ્યું છે. હવે તમે મને રથ જોવા માટે કાંઇ આપો. તમે તો મોટાં માણસ; મનમાં લાવ્યાથી હંમેશને માટે મારૂં દારિદ્રય દૂર કરી આપી શકો તેમ છો; તેથી કરીને તો માગું છું. આશા રાખું છું કે તમે આપશો, કૃપણતા કરશો નહિ. મારાં માતાઓને અને બહેનોને પણ કહેજો કે પૂછતાંની સાથે જ કાંઇ ભેટ આપવી પડશે. આપવા કારવવાનું અને ખવડાવવા કારવવાનું તો છે જ. માટે દયા કરી મારી ઝોળી ભરી આપો કે વિદાય થઇ જાઉં અને ચિર દિનની તૃષાની શાન્તિ કરૂં. જવા દ્યો એ વાત. મારી માતાઓને મારા પ્રણામ.

## શ્રીઠાકુર હરનાથના પત્રો

પત્રાંક
૫
(ચાલુ)

આજ તો બધાંએ એકઠાં મળ્યાં છે, ખોળવાં પડતાં નથી. મારાં થઈને માની સેવા કરજો; તેઓને ચિંતા કરવા દેતાં નહિ. મારા વિવાહના દિવસે પાલખિમાં બેસતી વખતની મારી પ્રતિજ્ઞાનો ભંગ ન થાય તે જોજો. "તમારી સેવા માટે દાસી લાવવા ચાલ્યો," એમ મેં માને કહ્યું હતું. આ મારી પ્રતિજ્ઞા પૂર્ણ થાય અને મારા પુત્રધર્મની રક્ષા થાય એવી રીતે વર્તજો. જે સ્વામીના ધર્મની રક્ષા કરે છે તે જ ખરી સહધર્મિણી છે. જવા દ્યો, અનેકવાર આ બધી વાત લખી છે. વારંવાર એની એ જ વાત સારી લાગે નહિ, પરંતુ, પ્રાણાધિકે, જીવ માનતો નથી તેથી તો લખું છું. જવા દ્યો એ વાત. આજે તો તમારૂં પીઠી ચોળેલું અંગ છે, તો પછી આજે તમને આ બધી માથાકુટની વાત તે સારી લાગે શાને? જાઓ, ભાઈ, બધાંએ જાઓ; આજે તો ઘણું કામ છે; કપડાં ધોવાં કારવવાં પછી વળી દરદાગીનો ને કપડાં પહેરવાં કારવવાં, બચ્ચાં છોકરાંને બેએક લપડાક ચોડી કાઢવી, દાંત કચકચાવવા, ઇત્યાદિ ઘણુંએ કામ છે. અને મારોએ ભાત ને સાથે બટેટા, વટાણા, કોબી, ઇત્યાદિ શાક પણ તૈયાર થયાં છે. આજે બે ત્રણ દહાડાથી તમને જોઈ શકતો નથી; ઠીક તો છો ને? મારો સર્પ કેમ છે? ભાત હવે સુકાઈ ચાલ્યો માટે જાઉં છું, રજા આપો.

તમારોજ — હર

## શ્રીકુસુમકુમારી દેવી પ્રતિ



પત્રાંક
૬

પ્રાણાધિકે !

ખરે તમે અગ્નિપર જલ સિંચન કર્યું. તમારા પત્રે અમૃતની ધારા વર્ષાવી મને શાંત કર્યો છે. પ્રિયતમે, તમે મારે માટે જો નહિ રડ્યાં હોત તો જગતના લોક મારે માટે રડત ખરા? આ સઘળી તમારી જ દયા છે. માત્ર હાથરસ નહિ, પરંતુ જેની સાથે માત્ર બે આંખોનો મેળાપ થયો છે તેઓ પણ તમારે લીધે મારી ઉપર ગુસ્સે થયાં છે. જવા દો, આપણા દેશની આ બધી વાતો લખી તમને વધુ કષ્ટ આપીશ નહિ. જ્યારે મા હતાં ત્યારે ભાભીની ને મોટા-ભાઈની તમારી ઉપર તેટલી નજર રાખવાની આવશ્યકતા નહોતી; તેથી કરીને તેઓ તે સમયે નિશ્ચિંત હતાં. હવે તેઓ તમને પોતાની પેટની કન્યા પ્રમાણે ગણશે; તમે પણ તેઓને માબાપ પ્રમાણે ગણી વર્તજો. જ્યાં સુધી તેઓ છે, ત્યાં સુધી આપણે બાલક બાલિકા પ્રમાણે સદા

પત્રાંક ૬ (ચાલુ)

આનન્દમાં રહીશું. આપણને કશી ચિન્તા રહેશે નહિ. આપણને શું છે, શું નથી, આપણને શેની જરૂર છે એ સર્વની ચિંતા તેઓ જ કરશે. માટે કહું છું કે તેઓ ઉપર નિર્ભર કરી નિશ્ચિંત મને સમય વ્યતીત કરજો, કશો ભય નથી. તેઓના મન પ્રમાણે રહી શકવાથી તેઓ પણ સંતુષ્ટ થશે અને કૃષ્ણ પણ દયા કરશે. તેઓના હુકમનું પાલન કરવા માટે જ કૃષ્ણે આપણને નાનાં કર્યાં છે, માટે તેઓના હુકમ પ્રમાણે અને કહ્યા પ્રમાણે કાર્ય કરવું એ જ આપણું કર્તવ્ય કર્મ છે. ભાભીને મારા પ્રણામ જણાવશો અને તેઓને મારી ઉપર સ્નેહની નજર રાખવા કહેશો.

પ્રિયતમે! સ્ત્રીને શાસ્ત્રમાં સહધર્મિણી શા વાસ્તે કહે છે તે હવે મેં જાણ્યું. આ સંસારમાં જેની સ્ત્રી ખરેખરી જ સહધર્મિણી છે તે જ સુખી છે અને તે જ ધાર્મિક છે. તેને સ્વર્ગનું શું કામ છે અને મોક્ષનું શું કામ છે; સંસાર તેને બંધન નથી, સંસાર તેને પક્ષે નરક નથી. આવું સંસાર જેવું ખરાબ સ્થાન પણ તેને પક્ષે શ્રીવૃન્દાવન છે અને તે સ્થાન જ સાક્ષાત્ રાધાકૃષ્ણની વિલાસભૂમિ છે. શાન્તિ અને સમસ્ત તીર્થો તેના ગૃહમાં વાસ કરે છે અને સમસ્ત દેવગણ તે સ્થાનમાં નિત્ય ભ્રમણ કરે છે. હું પ્રાર્થના કરું છું કે તમે તે પ્રકારનાં સહધર્મિણી થાઓ અને હું પણ તેવો સુખી થાઉં. આવી જેની સ્ત્રી નથી તેને

પત્રાંક
૬
(ચાલુ)

પક્ષે વૈકુંઠ પણ નરક છે. તેનું જીવન જ સાક્ષાત્ મૃત્યુ અને મૃત્યુ જ સાક્ષાત્ જીવન છે. પ્રભુના ચરણકમલમાં પ્રાર્થના કે આપણી આવી દશા કદિ પણ થાય નહિ. આ સંસારની રંગભૂમિ પર જેટલા દિવસ ખેલવાને આવ્યો છું અને જે જે સાથીઓને સંગે લઇને આવ્યો છું તેઓની સાથે આનંદમાં ખેલી કારવી અન્ય સ્થાનમાં ચાલ્યો જાઉં. તે મારી પ્રાર્થના નિશ્ચય પૂર્ણ કરશે જ. મેં ચાહેલાં અને તમે મોકલેલાં આદરણીય ધનતુલ્ય ચન્દન અને તુલસી મળ્યાં છે. તે સમયે મારી અવસ્થા કેવી થઇ પડી હતી તે જો તમે હાજર હોત તો જોઇ શકત; અને તે ઉચ્ચ અવસ્થામાં તમો સર્વને મેં કેટલા આશીર્વાદ આપ્યા છે તે વિષે વધુ શું લખું? તમે મારા ખેલાનાં સંગી છો; જોજો, ખેલતો ખેલતો હું અત્રે ચાલી આવ્યો છું તેને માટે દુઃખ કરતાં નહિ; સંસારનો નિયમ જ આ છે. જુઓ પ્રિયે, કેટલાએ લોકોને ખેલવાને આવતાં, ઘણાંએ સાથીઓ મળે છે; જ્યારે બધાંની સાથે સારી રીતે પરસ્પર મેળ મળી જાય છે અને પરસ્પર ગાંઠો બંધાય છે ત્યારે તેઓ વધુ વાર આ સંસારમાં ખેલ્યા વિના નૂતન સંસારમાં ખેલવાને ચાલી જાય છે અને તેઓના સાથીઓ તો અત્રે રડતાં રહી જાય છે. મેં તો તેવું કાંઇ કર્યું નથી કે તમે રડો છો. હું તો આ પૃથિવીમાં જ છું. હું તો આ પૃથિવીમાં ગમે ત્યાં હોઉં છતાંએ તમારા જ

પત્રાંક ૬ (ચાલુ)

ખેલાનો ખેલી છું. એક દિન જરૂર આપણે તે પ્રમાણે ખેલીશું. હવે મારી પ્રાર્થના એ જ છે કે તમે મારા ચિરદિનના ખેલાનાં સંગી થાઓ. હું જ્યાં પણ રહું છું, જેઓની પણ પાસે રહું છું તેઓ સર્વે મને ચાહે છે અને મારી ખબર લે છે. માટે જ કહું છું કે મારે માટે વળી ચિંતા શી? મારે માટે ચિંતા કરતાં નહિ. શ્યામને માટે છોકરાંઓ રડે છે શું? તેઓને આનંદમાં રાખજો. મોટાં કાકીમાની સેવા કરજો; ભાભીનાં પ્રિય થજો.

તમારો જ

હર



## શ્રીકુસુમકુમારી દેવી પ્રતિ



પત્રાંક ૭

પ્રિયતમે!

તમારો પત્ર પરમદિવસે મળ્યો. વાંચી બહુ જ ચિંતા થઈ પણ તે ક્ષણે જ મનને મનાવી લીધું. તમારી વાત સમજ્યો; પણ શું કરવું, આપણા હાથની વાત નથી. જેનું કોઈએ નથી તેના જ કૃષ્ણ છે; આ વાત વેદમાં અને પુરાણમાં પણ કહેલી છે. માટે એ જ ઉત્સાહ, બીજું કશુંએ નહિ, આશા પણ નહિ. ગમે તેમ થાય પરંતુ જો થોડા વધુ દહાડા જીવતો રહીશ તો જોઈને દેખીશ અને દેખાડીશ. હાલમાં તો ચુપ રહ્યો. પ્રિયે, મારી એક વાત સાંભળો. જેને આપણે ચાહીએ છીએ તેની નિકટમાં રહેવા કરતાં તેનાથી દૂર રહી તેનું ચિંતન કરવું બહુ જ આનન્દદાયક છે. કેમ, આમાં તમારો શો મત છે? અવશ્ય જ તમારે "હા" પાડવી પડશે. કહો વારુ, કોઇ વસ્તુ જો દૂર

પત્રાંક ૭ (ચાલુ)

ન હોય તો તે સુંદર દેખાય કે? તેથી તો હું આટલો દૂર રહ્યો છું. પ્રિયે, મારા દૂર રહેવાને લીધે તમે ચિંતા કરતાં નહિ. જુઓ, પ્રિયે, સ્ત્રી, પુત્ર, સ્વામી, મા, બાપ, આ સઘળો સંબંધ બે દિવસને માટે છે. જેની સાથે, જે કૃષ્ણની સાથે, જીવનો નિત્ય અને ચિર સંબંધ છે તે આપણાથી કેટલા દૂર છે. પરંતુ પ્રિયે, કેવી આશ્ચર્યની વાત છે કે તમારે માટે હું જેટલો વ્યાકુલ થાઉં છું તેના સોમા ભાગનો એક ભાગ જેટલો પણ તે પ્રાણના પ્રાણ કૃષ્ણને માટે અસ્થિર થતો નથી. પરંતુ પ્રિયે, તેઓ તો આપણું સામાન્ય દુઃખ જોતાંવેંત જ એકદમ આકુલ થઇ પડે છે. આપણે એવા મુર્ખ અને અપવિત્ર છીએ કે આપણે તેને વિષે કશી પણ ચિંતા-ભાવના- રાખ્યા વગર ખેલવરની શણગારેલી પુતળીઓ માટે હંમેશાં જ અસ્થિર અને ચંચલ રહ્યા કરીએ છીએ. હું જાણતો નથી કે ક્યારે આ સંસારની ધુમરી અને નિશો ઉતરશે, ક્યારે આપણે જાણીશું કે આ સર્વ જાદુનો ખેલ છે. ક્યારે પ્રાણથી બોલીશું કે સર્વ મિથ્યા છે અને કૃષ્ણ સત્ય છે, ક્યારે જાણીશું કે બધાંએ પર છે અને કૃષ્ણ નિજ છે. આશીર્વાદ આપો કે જલદીથી મારો એ શુભદિન આવે. હું જે ચાહું છું તે કાં મને નથી મળતું વારુ? તમે જગતની પૂર્ણશક્તિ છો, દિલ ખોલી મને આશીર્વાદ આપો. મારો પ્રાણ આજે અસ્થિર છે; આ

પત્રાંક
૭
(ચાલુ)

વાત બીજા કોઈને પણ કહેતાં નહિ; જોજો, બીજા કોઈ સાંભળે નહિ. મેં પાગલની માફક જે લખી નાખ્યું છે તે ખરેખર જ મારા મનનો ભાવ નથી. જેનો આવો ભાવ હોય છે તે જ ખરેખર શિવ છે, તે જ પરમ વૈષ્ણવ છે, તે જ પરમ પૂજ્ય છે. હું તો નરકનો કીડો છું, અન્નનો દાસ છું; ગમે તેમ હોય પણ તેમાં મને દુઃખ નથી, કારણ કે કૃષ્ણ કોઈ વેળાએ કોઈને દુઃખ પણ આપે છે અને વળી જેના સુખને માટે હોય છે તે જ તેને આપે છે. માટે કહું છું કે આ મારૂં સુખ પણ તે કારણને લીધે જ મળ્યું છે. જુઓ, વિષ્ઠામાં જે કીડો રહે છે તેને પક્ષે વિષ્ઠા જ સુખનું સ્થાન છે; જો તેને અમૃતના વાસણમાં રાખો તો તે નિશ્ચય મરી જશે, કદિ પણ બચશે નહિ. હું પણ તેવો વિષ્ઠાનો કીડો છું, અમૃત મને સારૂં લાગે શાનું? તેથી કરીને જ કૃષ્ણે મારે માટે જે સુખકર છે તે જ મને આપ્યું છે. ચિંતા કરતાં નહિ; હું ગમે ત્યાં હોઉં ત્યાં સુખમાં હોઈશ. મન પ્રાણ સર્વ કાંઈ ઠીક છે. તમે મન પ્રમાણેના માણસ વિષે લખ્યું છે, તો પ્રિયે, મન પ્રમાણેનો માણસ મળવો બહુ જ કઠણ વાત છે. જેને ભાગ્યબલે આવો માણસ મળે છે તે તો પાછો સંસારમાં આવતો નથી, તે તો એકદમ વૃંદાવન ચાલ્યો જાય છે. મારા મન પ્રમાણેનો માણસ ક્યારે મળશે તે હું જાણતો નથી,

## શ્રીઠાકુર હરનાથના પત્રો

પત્રાંક
૭
(ચાલુ)

ઇશ્વરે તેવો દહાડો લખ્યો છે કે નહિ તે હું જાણતો નથી. ગમે તેમ હોય, પણ તમો સર્વે મારે માટે પ્રાર્થના કરો કે મને મન પ્રમાણેના માણસ મળે. જવા દો, એ બધી વાત પડતી મેલો. ઘરે જવા માટે હું બહુ જ વ્યાકુલ થયો છું, પણ પ્રિયે, શું કરૂં; દૈવવશાત્ જઇ શકાતું નથી. રસ્તો સારો નથી, જમુનાનો પુલ ભાંગી ગયો છે, બીજાએ નાના નાના બેચાર પુલો ભાંગી ગયા છે. આવો વરસાદ કદિ પણ જોયો નહોતો. જમ્મુ શહેરનાં અડધાંએક ઘરો ભાંગી પડ્યાં છે. ગમે તેમ હોય પણ ચિંતા કરતાં નહિ. વરસાદમાં હું કાંઇ તણાઈ જવાનો નથી. હવે કહો વારુ તમે કેમ છો, બીજાં બધાં કેમ છે? મનમાં થાય છે કે હવે હું વિદાય થાઉં. તો હવે હું ચાલ્યો. તમારે નમસ્કાર તો મારે પણ ચલ ઘોડે અસવાર.

તમારોજ

હું



## શ્રીકુસુમકુમારી દેવી પ્રતિ



પત્રાંક
૮

પ્રિયતમે!

ગઈ કાલે તમારો એક પત્ર મળ્યો છે. વાંચી સર્વ સમાચાર જાણ્યા. તેથી હું કેટલો બધો આનન્દિત થયો તે વ્યક્ત કરવું સંપૂર્ણ અસંભવ છે. મારૂં સુખ, મારી અવસ્થા લોકો માત્ર અનુભવ જ કરી શકે તેમ છે પરંતુ વ્યક્ત કરવું અસંભવ છે. પૂર્વે મેં એક પત્ર લખ્યો હતો અને મને લાગે છે કે તમને યાદ હશે કે મેં તેમાં લખ્યું હતું કે આ દેશમાં ગરમીના દિવસોમાં એક એવી જાતનો પવન ફુંકાય છે કે જે દેહને લાગતાંવેંત જ માણુસ તત્કાળ અસ્વસ્થ થઈ પડે છે. પરંતુ તે વખતે તમે તે વાતનો વિશ્વાસ કર્યો નહિ, પણ આજે જુઓ. હું અત્રે આવ્યો તે સમયે તે પવન મારા અંગને લાગવાથી મને તાવ આવ્યો; તાવ વધારે હતો. જો કે તાવ ખૂબ વધારે

પત્રાંક
૮
(ચાલુ)

આવ્યો હતો છતાંએ પ્રિયે, ઇશ્વર ખરેખર મને ચાહે છે તેથી અને ખરેખર મારાં મા મને આશીર્વાદ આપે છે તેથી કરીને અને તમે લોકો પણ ખરા દિલથી મારા કલ્યાણની પ્રાર્થના કરો છો તેથી મેં માત્ર સામાન્ય કષ્ટ ભોગવી પુનર્જીવન પ્રાપ્ત કર્યું છે. બીજું કોઇ હોત તો મને લાગે છે કે પ્રાણ પાછો મેળવવો કષ્ટકર થઇ પડત; પરંતુ મેં તો કૃષ્ણકૃપાથી અને તમારા લોકોના આશીર્વાદથી માત્ર સામાન્ય કષ્ટ ભોગવ્યું છે અને હવે શરીર ઘણું સારૂં થયું છે. મારે માટે તમો ચિંતા કરતાં નહિ. માને મારા પ્રણામ જણાવજો અને કહેજો કે તેઓ જેને અશીર્વાદ આપે છે તેને આ સંસારમાં કોઇ પણ જગાએ વિપત્તિ નડતી નથી. માએ આશીર્વાદ આપ્યાથી કોઇને કદિ પણ કષ્ટ થતું નથી. એટલા માટે જ તો મેં તમને વારંવાર કહ્યું છે કે માને સંતુષ્ટ કરવાનો પ્રયત્ન કરજો. મા સંતુષ્ટ થઈ જેને આશીર્વાદ આપે છે તેને આ જગત્માં કોઈ પણ ચીજનો અભાવ રહેતો નથી; તે હમેશાં જ સ્વચ્છન્દે સુખમાં રહી આખરે કૃષ્ણપદ પ્રાપ્ત કરે છે. પરંતુ પ્રિયે, જેની મા રડે છે તેનો સોનાસરખો સંસાર પણ જોતજોતામાં રાખ થઈ જાય છે અને તે મહા ધાર્મિક અને સંન્યાસી હોવા છતાંએ અંતે તેને નરક સિવાય બીજું કોઈ સ્થાન મળતું નથી. માટે કહું છું કે માને સંતુષ્ટ કરવાનો પ્રયત્ન કરો. બીજી એક વાત કહું. પ્રિયે, જે વ્યક્તિ

પત્રાંક
૮
(ચાલુ)

પોતાની જ દેવમૂર્તિને દેવ અને બીજાની દેવમૂર્તિ તે કાંઇ જ નહિ એમ ગણે છે તે નિશ્ચય જ પાપ કરે છે. હવે જુઓ, જગત્‌માં જેટલી સ્ત્રીઓ છે તે સર્વે જ કોઇની ને કોઇની પણ મા છે, આથી કરીને સર્વે સ્ત્રીઓ પરમ પૂજનીય છે. સ્ત્રીલોકમાત્ર જ પરમ પૂજનીય છે એ ધ્યાનમાં રાખી તેઓનું યથાયોગ્ય માન રાખવાનું શીખો. તમે લોકો જ ધન્ય છો, તમે લોકો જ માનને ઉપયુક્ત છો, તમે લોકો જ આદરને ઉપયુક્ત એવું ધન છો, તમે લોકોએ જેઓને અનુમતિ આપી છે તેઓ જ કેવલ નિર્વિઘ્ને અને પરમાનંદમાં નિત્ય વૃંદાવનમાં જઇ શક્યા છે અને જઇ શકે છે. તમને લોકોને ઓળખવું બહુ કઠણુ કામ છે. તમે લોકો જેઓની ઉપર અવકૃપા કરો છો તેઓનો બીજો કાંઇ ઇલાજ નથી. આ કારણુને લીધે જ શાસ્ત્રમાં સ્ત્રીલોકોને સ્વર્ગ અને નરકના દ્વાર સ્વરૂપ કહેવામાં આવ્યાં છે. મારી ઉપર તમારા લોકોની કદિ પણ અવકૃપા ન થાય એ જ પ્રાર્થના. આ વખતની વાત જ્યારે મેળાપ થશે ત્યારે કહીશ, પત્રમાં લખતાં મન માનતું નથી–ગોપનીય છે. ગમે તેમ હોય, પણ પ્રિયે, ખરેખર હું તે કરુણામયને ઇચ્છાપૂર્વક બહુ જ કષ્ટ આપું છું. પ્રિયે, તમારા લોકોનું હૃદય કઠણુ થવાનો શું કદિ પણ સંભવ હોઇ શકે ખરો? જે હૃદયમાંથી મનુષ્યના જીવનસ્વરૂપ દૂધ બહાર નીકળે છે તે હૃદય શું કઠણુ થઈ શકે ખરૂં? કદિ પણ

પત્રાંક
૮
(ચાલુ)

નહિ. જો કદિ કોઈ આવી વાત લખે તો તે નિશ્ચય જ મિથ્યાવાદી હોવો જોઈએ. તમારા લોકોનું હૃદય કઠણ હોત તો જગત્ જીવશૂન્ય થઈ જાત, કોઈ પણ બચી શકત નહિ. તમે લોકો સાક્ષાત્ સ્નેહરૂપિણી છો. જવા દો પ્રિયે; તમારા લોકોની પ્રશંસા કોઈ પણ સંપૂર્ણ રીતે કરી શક્યું નથી તો પછી હું તે કોણ ગણત્રીમાં? **અ**પર્ણા અને **પે**નીને પૂછજો કે તેઓ શા વાસ્તે પોતાની નિંદા કરે છે? આવી રીતે કરવું નહિ. આત્મનિંદા અતિશય ઠપકાને પાત્ર છે અને તેથી કરીને તે મહાપાપ છે. તેઓ પવિત્ર છે તે શું તેઓ જાણતાં નથી? અજ્ઞાનથી કરેલું કાર્ય તે કાર્ય જ ગણાય નહિ; તેને માટે કશી ચિંતા કરવી નહિ. અજ્ઞાન અવસ્થામાં બાલક માતાની છાતીમાં લાત મારે છે તેથી શું બાલકને પાપ લાગે છે? પણ જવા દો હવે એ વાત. તમારા **શ્યામ**સુંદર કેવો આનંદ આપે છે વારુ? આ વખતે તેને એકાંતમાં મેળવી ખૂબ દમ ભરાવો છો ને? તેને ન જોવાથી રડી પડો છો; ખરેખર એ તો જોવા રડવાની વસ્તુ જ તો! મારો આવો દિવસ ક્યારે થશે? માળા તો ગુંથી આપો, જોઉં ફૂલો કેવાં શોભે છે? હતભાગી એવો હું કે તે જોઈ શકતો નથી. તમે જ જુઓ, હું તો ચાલ્યો. ચરણતુલસી યાદ તો છે ને? કુંકુમ અને ચંદન શ્રીઅંગે કેવાં શોભે છે વારુ? કહો તો હવે જાઉં.

તમારોજ — હર

## શ્રીકુસુમકુમારી દેવી પ્રતિ



પત્રાંક
૯

પ્રાણપ્રિયતમે!

તમારો પત્ર યોગ્ય સમયે આવ્યો હતો ખરો, પણ તમે પણ જે પ્રમાણે મારી સાથે સંતાવાની રમત કરો છો તે જ પ્રમાણે તમારો પત્ર પણ કરે છે. આજ પાંચ દિવસ પછી તમારો પત્ર મારા હાથમાં આવ્યો અને તેથી કરીને જ ઉત્તર આપવામાં વિલંબ થયો છે. આમાં મારો કાંઇ પણ અપરાધ નથી. ગમે તેમ હોય, પ્રાણ પ્રિયતમે, પણ એક વાત સાંભળી મને બહુ જ આશ્ચર્ય થયું છે. તમે રૂપની રક્ષા કરવા લખ્યું છે. આ તે કેવા પ્રકારની વાત, મને તો કાંઈ પણ સમજ પડી નહિ. અરે, રૂપ આપવાના અને રૂપ રાખવાના માલિક તો તમે લોકો છો. તમારા લોકોના આપેલ રૂપથી તો મારૂં રૂપ છે અને તમારા લોકોએ રૂપ કાઢી લીધું કે પછી મને અંધકાર જ છે. તમે

પત્રાંક
૯
(ચાલુ)

લોકોએ જ્યારે કૃપા કરી તેને રૂપ આપ્યું છે તો પછી વળી પાછી અવકૃપા કરી તે કાઢી નહિ લેશો તો જ તે રૂપ જેમનું તેમ રહેશે. આને રાખવાની મારી શક્તિ નથી. આ વાત સત્ય લાગે છે ને? જુઓને, પ્રાણાધિકે, તમારા લોકોના ઘનશ્યામ માત્ર રાધાએ આપેલા રૂપથી કેવા સુવર્ણકાંતિમાન્ ગૌરાંગ થયા છે? અને આ વાત પણ સાંભળી તો છેને કે કૃષ્ણે રાધાકુંડમાં સ્નાન કરી રાધાના જેવું રૂપ પ્રાપ્ત કર્યું હતું અને રામચંદ્ર સીતાના રૂપે નવીનદુર્વાદલ શ્યામ થયા હતા. હવે મને લાગે છે કે તમે જાણ્યું કે રૂપ આપનાર માલિક તમે લોકો છો. આ જગતમાં જે નાનાવિધ રૂપ જુઓ છો તેનું કારણ કોણ? આનું કારણ તમે લોકો. જ્યારે તમે લોકો ન હો તો તે વેળાએ આ જગત્ રહી શકવાનું નથી. માટે કહું છું કે રૂપના માલિક તમે લોકો છો. તમે જેઓને જે પ્રમાણે શણગારો છો તેઓ તે પ્રમાણે શણગારે છે. પોતાની મેળે શણગારવાની કોઈની પણ શક્તિ નથી. માટે કહું છું કે જ્યારે મને શણગાયે છે તો પછી તે શણગારનું હરણ કરતાં નહિ. અને તેમ થવાથી જ મારૂં રૂપ ટકશે. આ સંબંધમાં તમારે મને ભલામણ કરવી તે તો માત્ર લોકને દેખાડવાને માટે જ. યંત્રની ચાવી તમે લોકો છો. ઇચ્છા કર્યાથી જ કોઈને સુવર્ણના જેવું તેજ આપો છો તો કોઈને વળી ઘોર નરકમાં ઘેરા કૃષ્ણવર્ણથી આચ્છાદિત કરી

પત્રાંક
૯
(ચાલુ)

આ જન્મમાં અને પર જન્મમાં સમાન રીતે તેનો ત્યાગ કરી મેલો છો. ગમે તેમ હોય પણ પ્રિયે, મેં તમને બીજી એક વાત વળી કઇ લખી હતી કે જેનાથી તમે સંતુષ્ટ થયાં છો પણ જે મને હાલમાં યાદ નથી? જો યાદ હોત તો તે પ્રમાણે જ લખવાનો પ્રયત્ન કરત અથવા તો તે પ્રમાણે જ સ્વામી બનત. પરંતુ પ્રિયે, મારૂં મન એવું ભોળું છે કે જ્યારે જે કરૂં છું કે તત્ક્ષણે જ તે ભૂલી જાઉં છું. આમાં મારો કાંઇ અપરાધ નથી. વળી બીજી એક વાત તમે લખી છે, તે એ કે મેં તમારા લોકોનો મર્મ જાણ્યો છે. જેઓનો મર્મ બ્રહ્મા, વિષ્ણુ, શિવ આજ દિન સુધી જાણી શક્યા નથી, જેઓનો મર્મ તે સર્વકારણના આદિકારણ નંદનંદને જાણ્યો છે કે નહિ તે સંદેહ છે, તો પછી તેઓનો મર્મ શું આ મારા જેવા અલ્પ જીવે જાણ્યો? તમે લોકો શું કોઇને પણ તમારો મર્મ જાણવા દ્યો છો ખરાં? તમે લોકો હમેશાં તમારૂં ખરૂં સ્વરૂપ આવરણ કરી નવીન પોષાકમાં દેખાવ દ્યો છો અને જગતને જકડી રાખો છો. જ્યાં સુધી જીવ વિરજા નદીની પેલે પાર જઇ શકતો નથી ત્યાં સુધી તેનું શું સાધ્ય છે કે તમને લોકોને ઓળખી શકે. જ્યાં સુધી તમે લોકો કૃપા કરી તમારૂં ખરૂં તત્ત્વ ન દેખાડો ત્યાં સુધી કોનું સાધ્ય છે કે તમને લોકોને ઓળખી શકે. આ સંસારનાં બંધન અને મોચનનાં કારણ તમે લોકો

પત્રાંક
૯
(ચાલુ)

છો, આ સુખ દુઃખ આપનારાં માલિક તમે લોકો છો. આ સંસારના ધર્મ અને ધર્મનાં મૂળ કારણ તમે લોકો છો. તમે લોકો જેને જેવી દૃષ્ટિથી જુઓ છો તે તેવી જ દૃષ્ટિથી તમને લોકોને નિહાળે છે. જેને જેવી રીતે નચાવો છો તે તે જ પ્રમાણે નાચે છે. આ પણ એક આશ્ચર્યની વાત છે કે ખરેખર શું હું અભિમાન કરતાં શીખ્યો છું? મારા મનમાં તો કશુંએ નથી. હવે વળી મારો દોષ ખોળો છો કે શું? શા માટે દોષ ખોળવો પડે? અમે તો સદાએ તમારા લોકોની નિકટ અપરાધી છીએ. તમે લોકો જો અમારો અપરાધ ગણનામાં લેત તો, કહો વારુ, આ સંસાર જીવમય રહી શકત ખરો કે? કદિ પણ નહિ, કદિ પણ નહિ. હું જાણતો નથી કે એવી કઇ વાત મેં લખી છે કે જેનાથી પ્રભુના હૃદયમાં આઘાત લાગે. આ કારણને લીધે જ મને લાગે છે કે શાસ્ત્રમાં કહ્યું છે કે सर्वमत्यन्तं गर्हितम् ( અત્યંત બધું ખરાબ ). અતિશયમાં કોઈ પણ ચીજ સારી નહિ. તે દર્પહારી પ્રભુ કશાની પણ અધિકતા રાખતા નથી. બધીએ વસ્તુની મર્યાદા છે. ગમે તેમ હોય, પણ જો—જો શા વાસ્તે—ખરેખર જ અપરાધ થયો છે, મને ક્ષમા કરવાને ભલામણ કરજો. જવા દો, હવે આ વાત કર્યા પછી મન પાછું બીજામાં નાખવા ચાહતો નથી. મારે માટે કશી ચિંતા કરતાં નહિ; મારી ચિંતા તો સર્વ નિયંતા જ કરે છે.

પત્રાંક
૯
(ચાલુ)

તે ઇચ્છામય છે, તેની જ ઇચ્છા પૂર્ણ થશે. તેનાથી ઉપરવટ હાથ કોઇનો પણ નથી. ચિંતા કરવાનું કોઈ પણ કારણ નથી, સદાએ નિશ્ચિંત રહેજો. ચિંતા કર્યા વગર જો રહી શકાતું ન હોય તો તે ચિંતામણીની ચિંતામાં રત રહેજો; તેમ થવાથી જ નિશ્ચિંત રહેવાશે. તેની ચિંતા સિવાયની બીજી બધી જ ચિંતાઓનો ત્યાગ કરવો જ ઉચિત છે. તમે એમ પૂછશો કે એમ તે કાંઇ થઇ શકે ખરૂં? આ પ્રશ્ન તો અમારા લોકોને પૂછવા યોગ્ય છે, તમારા લોકોને નહિ. કારણ કે જુઓ પ્રિયે, તમે લોકો બે દિનના વાટના સોબતી મળતાં બધું ભૂલી જાઓ છો. જે પિતા માતાને છોડીને એક પલક પણ રહી શકાતું નહોતું તેઓ સર્વેને બે દિવસ માટેના એક સ્વામી મેળવી ભૂલી જાઓ છો. તો પછી તે સર્વકાલના, નિત્ય અને પરમાનન્દમય સ્વામીની ચિંતામાં બીજી બધી ચિંતા ભૂલી જશો તેમાં વળી સંદેહ કેવો? તમારા લોકોને પક્ષે તો બધુંએ અતિ સહજ છે. માટે જ તો કોઇ કોઇ વાર ચિંતા રહ્યા કરે છે, માટે જ તો રખે તમને ખોઇશ એમ મનમાં થયા કરે છે. તમારી કૃપાથી ઠીક શાન્ત, નિશ્ચિંત અને સુખી છું. મારે વિષે ચિંતા કરતાં નહિ. જ્યારે તમો બધાંએ મારા સુખને માટે પ્રાર્થના કરો છો તો પછી મારે માટે વળી ચિંતા કરવાની આવશ્યકતા

પત્રાંક ૯ (ચાલુ)

શા છે? તમો પણ નિશ્ચિંત રહો.

તમારો

હર





પત્રાંક ૧૦

પ્રાણ પ્રિયતમે!

આજે મારા આનન્દને સીમા નથી. આજે હું આ પરદેશમાં છું એ ક્ષણભર ભૂલી ગયો છું. કેટલાક દિવસથી હું ઉત્કંઠિત રહ્યા કરતો હતો અને મને મનમાં એમ લાગતું હતું કે **શ્યામ**ને મેળવીને તમે આ અધમને ભૂલી ગયાં છો. પરંતુ આજે મેં જાણ્યું કે **શ્યામ**ને મેળવીને પણ મને ભૂલ્યાં નથી, ઉલટાં મારે વિષે ઉત્તેજિત થયાં છો. ઘણુંખરું એમ વિચાર કરો છો કે **શ્યામ**ને અને મને એક સંગે જોવા મળ્યું નહિ. તો પ્રાણાધિકે! તેમાં તમે શું કરશો? મારા કર્મફલને લીધે હું તમારા જેવું સૌભાગ્ય ક્યાંથી લાવું? તમને હાથપગ છે એટલે ચાલીહાલી શકો છો, ચક્ષુ છે એટલે દર્શન કરી શકો છો; મારે તો બધીએ વાતનો અભાવ છે. માટે કહું છું કે પ્રાણાધિકે, તમારા **શ્યામ**ને કહેજો કે હું

પત્રાંક
૧૦
(ચાલુ)

જે આંધળો અને લુલો છે તેને સ્વયમ્ આવીને દર્શન આપે અને નિર્દય થાય નહિ. મારૂં કર્મ તો તેને લાવી શકે તેમ નથી, પરંતુ તમારી વાત તો તે નામંજુર કરી શકે તેમ નથી, તેથી જ તો તમારૂં શરણ અનેક દિનથી લીધું છે અને આજે પાછું લીધું. જોજો **શ્યામ**ને કહેવાનું ભૂલતાં નહિ. આજે તમારો આનંદ કોણ જાણી શકે તેમ છે? જે સાજ સજાવવાને તમારૂં મન થાય છે તે જ સાજથી તમારા **શ્યામ**ને તમે સજાવો છો. રડાવતાં મન થયું તો તેને રડાવો છો, હસાવતાં મન થયું તો તેને હસાવો છો. પ્રાણ ખોલીને કાનમાં કાનમાં પ્રાણની વાતો કરો છો; વળી કોઈ વાર તમે બંને જણાં રડો છો અને વળી પાછાં તમે બંને કોઈ વાર હસો પણ છો. હું તમારા લોકનો આનંદ જોઈ શકયો નહિ. તેનું હસવું તો જોવાની મારી શકિત નથી પણ તમારૂં હસવું પણ જોઈ શકાયું નહિ. ઠીક, પણ તમે જ્યારે મારાં છો તો હું હતાશ થયો નથી. મને આશા છે કે ને એકદિન હું જોઈશ ને જોઈશ જ. તે કેટલા દહાડા સુધી પડદા પાછળ રહી મને રડાવશે; તમે દયા કર્યાથી તે નિષ્ઠુર વધુ વાર સ્થિર રહી શકવાનો નથી; તે નિષ્ઠુર ત્યાં ખડી જઈ દર્શન દેશે તેમાં કાંઈ સંદેહ નથી. હવે ચાલું છું તમારો પ્રેમ—મળશે કે? હું પાત્ર છું કે નહિ? મને તો લાગે છે કે કયાં

પત્રાંક
૧૦
(ચાલુ)

કોઇએ પોતાને અપાત્ર ગણ્યાં છે અથવા તો પોતાને અપાત્ર ધારવા ચાહે છે? બધાંએ પોતાને અવશ્ય સારાં દેખે છે પણ તેથી કાંઈ વળવાનું તો નથી. તમારા સુનયન પથમાં આવવું એ જ ઉપાય છે, નહિ તો જેવો અંધકાર હતો તેવો જ રહેવાનો. હવે કહો વારુ, શું કર્યાથી તમારા સુનયન પથમાં આવી શકું? તમારા લોકની સાધના તમે લોકો જ જાણો અને માત્ર તે જાણે કે જેને દયા કરી તમે લોકો જણાવો છો. મારી ઉપર કદી દયા થશે ખરી કે? કે જેમ આવ્યો તેમ જ ચાલ્યો જઈશ? કદી આ ધૂળ કાદવ ધોઈ નાખીશ ખરો કે? કે આમ જ રહીશ? મેં તમને છોડવા વિષે લખ્યું હતું તો તે છોડવું એટલે શું સંપૂર્ણ છોડવાનો પથ, કે જે તમે મને ભય દેખાડવા માટે દેખાડો છો? તો પછી હું કે જે નિરુપાય છું તે એવી જાતનું છોડવાનું માગતો નથી. તમારી એ છલના છોડો, સત્યપથે ચાલો. હું ચાહું છું તે રસ્તો છોડવાનું કે જે રસ્તાના તમે લોકો રક્ષક છો. તમે લોકો જ તો રાસમંડળના દ્વારી છો; તે સ્થાનમાં તમારા સિવાય અન્યને રહેવા મળતું નથી. હું તે જ માગું છું, તમારો નિત્ય સંગ. હું તમારા લોકોના જાદુમાંથી છૂટવા માગું છું કે જે જાદુદ્વારા આ જગત્ સંસારને મોહિત કરી તેને તે રાસમંડળ ભૂલાવી દીધું છે, તેને તે અનંત સુખ ભૂલાવી આ દુઃખપૂર્ણ

પત્રાંક
૧૦
(ચાલુ)

ઘોર સંસારનો બોજો તેના માથા ઉપર મેલી દઈ મજા જુઓ છો અને પોતાની જગાએ ઊભાં રહી હસો છો. ધન્ય છે તમારા જાદુના જ્ઞાનને; જો તેમ નહિ હોત તો શું સર્વે જાદુગરના ઉસ્તાદ તે જાદુગરને આ પ્રમાણે મોહિત કરી રાખી શકો ખરાં કે? જો તેમ નહિ હોત તો શું તે ગોલોકના ધનને આ મર્ત્યલોકમાં લાવી શકો ખરાં કે? ધન્ય છે તમારા લોકોની શક્તિને. તમે જે જાતનું છોડવાનું દેખાડ્યું છે તે જાતનું છોડવાનું મને દેખાડશો નહિ. મને જો ધર્યો છે તો હવે ઊંચે ઊંચકી લ્યો. આ પડ્યો, પજ્ઞો કરી તો ભયથી સજ્જડ થઈ ગયો છું તેમાં વળી બીજો ભય દેખાડો છો શાને? મને છોડતાં નહિ; મારો રસ્તો છોડો. મારી ઉપર તમારા લોકોના જાદુની જાળ વધુ વાર ફેલાવતાં નહિ. જ્યારે એક વાર મેં મુખ ઊંચું કર્યું છે તો દયા કરી તમારા લોકોનું સ્વરૂપ દેખાડો અને જણાવો અને હું પણ તે જોઈ જાણીને ચરિતાર્થ થાઉં. "આટલે દૂર રહીને તમારાથી નિશ્ચિંત રહેવાય નહિ" એમ જો મેં કહ્યું હોત નહિ તો જે બોજો મારી ઉપર મેલ્યો છે તેના ભારથી હું મરી જાત; તેથી જ તો મેં એ વાત લખી. એ જ તો મજા છે. એક ટૂકડા ખોળના લોભે કરીને જ તો બળદ અતિશય ભારી ઘાણી ખાંધે ઊંચકી આખો દિવસ ફરે છે. આ વાત પણ મારે પક્ષે ખોળ નહિ તો બીજું

પત્રાંક
૧૦
(ચાલુ)

શું ? "આપો" કહેતાંની સાથે જ તો ઘાણી તાણું છું. જુઓ કેવી મજા ! જો દોરીને એક પથ્થર બાંધી ચક્કર ચક્કર ફેરવવો હોય તો તેમાં મારે ચક્કર ચકકર ફરવું શાને હોય ? હું તો સ્થિર ઊભો રહીશ પરંતુ પથ્થર તો ચારેબાજુએ ફરતો રહેશે. તેજ પ્રમાણે પ્રાણાધિકે ! તમે પણ ઘર છોડી એક ડગલું પણ જતાં નથી. જાઓ શાને વાસ્તે ? એ જ તો મજા છે. માત્ર એક સ્થાનમાં બેસી બેસીને જ એ મજા કરો છો. અમને લોકોને ગોળ ચક્કર ફેરવો છો અને તમારા લોકોના હાથમાં માત્ર સૂત્ર રાખો છો; જ્યારે પણ ઇચ્છા થાય છે કે તરત જ તાણી લો છો; અને અમો પણ એવા જડ છીએ કે તાણતાંવેંત જ આવી હાજર થઇએ છીએ. તમે એ સૂત્ર છોડી દ્યો એ જ હું ચાહું છું. ગોળ ચક્કર ફરતાં ફરતાં અસ્થિર થયો છું, એક વાર છોડી દ્યો, તો તમારા લોકોનું સ્વરૂપ સ્થિર થઈ જોઈ લઉં. મને એક વાર છોડો. તમે હમેશાં અમારા લોકોની પાસે મહેનત કરાવો છો—મહેનત કરીશું, વગર પગારે મહેનત કરીશું, પરંતુ પહેલાં એક વાર જોઉં તો ખરો. પહેલાં જોઈ લઉં કે નોકરીમાં રાખનારી મારી માલેક કેવી છે અને પછી જેટલી મહેનત કરાવો તેટલી કરીશ, ત્યારે "ના" બોલીશ નહિ. મારે મહેનત કરવી પડે છે તેથી કરીને કદિ પણ ચૂં ચાં કરીશ નહિ, હસતાં હસતાં ચિરકાલ મહેનત કરીશ; પરંતુ અંધકાર છોડાવી

પત્રાંક ૧૦ (ચાલુ)

છો. તમે લોકો તો ખરેખર જ અબલા છો; તમારા લોકોનું નામ અબલા શા કારણથી થયું તે સાંભળશો? આ પણ તમારા લોકોની માત્ર છલના છે. તમે લોકો જો *અ-બલા (અ-બોલા) નહિ હોત તો ચારેબાજુના આટલા રડાપીટમાં તમારા લોકોથી સ્થિર રહી શકાત ખરું કે! જુઓને પ્રિયે, જેઓ મુંગાં છે તેઓ નિશ્ચય જ બ્હેરાં હોય છે, કાંઈ પણ સાંભળી શકતાં નથી. અમારા લોકોનો આ ઘોર ચિત્કાર તમે લોકો સાંભળી શકતાં નથી તેથી જ શાસ્ત્રમાં તમને લોકોને અ-બલા (અ-બોલા) અથવા મુંગાં કહ્યાં છે. જુઓ કેવી તમારા લોકોની ચાતુરી. જો તમે લોકો ઢોંગ કરી અબલાનો સાજ ના સજત તો તમારા લોકોને નિષ્ઠુરતાનો દોષ મળવો જોઈતો હતો. બધાંએ કહેત "આટલું દુઃખ સાંભળતાં છતાંએ દયા થતી નથી" માત્ર તેને માટે જ તો તમે લોકોએ અબલા (અ-બોલ)નો સાજ સજ્યો છે. એક તરફ તમે લોકો કહો છો કે તમે અબલા (અબોલા) અને બીજી તરફ, જરા વિચાર કરી જુઓ, તમે લોકો જ તો સર્વે શબ્દોના મૂલાધાર છો. સરસ્વતી કોણ, તમે કે કોઈ બીજું? અને તમે ઘર છોડી બહાર શા વાસ્તે નીકળતાં નથી

---

* બંગાલી ભાષામાં "અ-બલા" શબ્દનો ઉચ્ચાર "અ-બોલા" થાય છે અને તેથી જ શ્રીઠાકુરજીએ "અ-બલા" શબ્દને બંને અર્થોમાં વાપર્યો છે.

પત્રાંક
૧૦
(ચાલુ)

તેનું કારણ પણ આ વાર તો જાણ્યું ને? તમને કાન નથી માટે સાંભળી શકતાં નથી, પરંતુ આંખ છે તેથી જોઈ તો શકો છો? તેમ થવાથી પાછાં વળી અમે એમ કહીએ કે "જોયા છતાંએ દયા થઈ નહિ," તેને લીધે જ તમે ઘરમાં રહો છો. તમારા લોકોની છલના અતિ દુર્બોધ્ય છે. માટે જ તો જ્યારે આ છલના છોડાવવા માગું છું કે તે વેળાએ તમે અબલા (અબોલા) સજી બેસો છો. બીજી એક વાત. અમે લોકો મૂર્ખ નહિ તો શું તમે લોકો? આટલી વાત કર્યા પછી પણ કહો છો કે અમારા લોકો વિદ્વાન્ અને તમો મૂર્ખ. ધન્ય! "તું મને જરા ખંજવાળ, હું તારા સમરા ખાઉં" એમ કહીને જેને ભોળવી શકો છો તેને જ પાછા "તું મૂર્ખ નથી" એમ કહો છો એ પણ તમારા લોકોની છલના. જેઓ ન ખાતાં, ન સૂતાં પરનિન્દામાં સમય કાઢે છે તેઓ કોણ તે જાણવા ચાહો છો કે? તેઓ * જટિલા અને કુટિલા છે. તેઓ કૃષ્ણલીલાના પોષક અને રાધાકૃષ્ણના પરમ ભક્ત છે. વૃન્દાવનના સુખનું મૂળ કારણ તેઓ છે. તમે લોકો જ ચોખારૂપ છો અને અમે તમારા લોકોનું આવરણ (ચોખા ઉપરનાં છાલાં) છીએ. સમય આવતાં અમને

---

* જટિલા અને કુટિલા, શ્રીરાધિકાજીનાં સાસુ અને નણંદ.

પત્રાંક ૧૦ (ચાલુ)

લોકોને દૂર ફેંકાવી દ્યો છો; ત સમયે તમારો આદર થાય છે પણ અમારો આદર તો અગ્નિમાં થાય છે. કહો વારુ, તમારા લોકોનું કેવું જાદુ? હવે પાછાં કહેશો કે "અમે લોકો વિદ્વાન્?" જવા દ્યો, આજે અનેક વાતો બાકી રહી ગઇ છે. શું કરૂં, હું તો માત્ર કુંભારનો ચાક; કોઇને પગે કાંટા વાગે તો કોઇને વળી સત્તર ઘરો. કાલોને કહેજે કે ચોર તો પકડ્યો છે પરંતુ ચોરીનો માલ તો તેને મળી શકયો નથી. પણ જ્યારે ચોર મળ્યો છે તો પછી ચોરીના માલની પણ ખબર મળશે ને મળશે જ. પરંતુ જો ચોરનું પૂછો તો તે તેના બાંકા (વાંકા) સિવાય સરળ તો નહિ જ; પણ તેમ હોય પણ નહિ; તો પછી? મારાં માને મારા પ્રણામ નિવેદન કરજે. જુઓ પ્રિયે, જો કેરી ગમતી હોય તો તેના વૃક્ષનું જતન કરજે. જો કોઈને કેરી ગમતી હોય તો કેરી માગ્યાથી કદાચિત્ તે તેને આપી શકાય પણ કેરીનું વૃક્ષ કાંઈ આપી શકાય ખરૂં? માટે કહું છું કે જો ફળ ચાહતાં હો તો તેના વૃક્ષને પણ ચાહજે અને તેનું જતન કરજે. તો હવે રજા લઉં છું. ભાત તૈયાર છે એટલે વધુ ખોટી રહી શકતો નથી તો હવે બેસો, હું રજા લઉં છું.

તમારો — હર



પત્રાંક ૧૧

પ્રાણાધિકે!

તમારો પત્ર મળ્યાથી હું કેટલો આનન્દિત થયો તે વિષે વધુ લખી શું જણાવવું; જો તમે મને ચાહો છો તો પછી તમે જાણી તો શક્યાં જ છો. મારો પત્ર મળ્યાથી તમને જે પ્રમાણે થાય છે—તો એ તેમાં જરા ફરક છે. તે શું તે સાંભળશો? મારા પત્રમાં કેવળ માત્ર મારી જ ખબર હોય છે; તમારા પત્રમાં સંસારમાં જેઓને હું પોતાના તરીકે જોઉં છું તેઓ સર્વેની ખબર મળે છે; મારો પત્ર એટલે એક જ ફૂલ માત્ર અને તમારો પત્ર એટલે ફૂલોનો એક બગીચો. મારો પત્ર એક પણ માણસ વગરના એક નિર્જન આશ્રમ તુલ્ય અને તમારો પત્ર આનન્દ અને કોલાહલથી પૂર્ણ સુખનો સંસાર; આ જ માત્ર ફરક. આ કારણને લીધે જ હું તમારા કરતાં વધુ આનન્દિત થાઉં છું. તે

(પત્રાંક ૧૧ ચાલુ)

સિવાય આ પત્ર તો વળી બધાંએ કરતાં વધુ સુખકર લાગે છે. જેવી રીતે વર્ષાઋતુ પછી શરતઋતુના ચંદ્ર દર્શનથી ચકોરને આનન્દ થાય છે, જેવી રીતે બહુ દિન ક્ષુધાથી પીડિત વ્યક્તિને પરિપૂર્ણ ખાવાની વસ્તુઓ જોવાથી થાય છે—કેવી રીતનો આનન્દ તે સમજી શકયાં છોને? મને લાગે છે કે તમે સમજી શક્યાં છો. આ તમારા પત્રમાં મારાં મહાપાગલિની મા—જેઓ મને લાગે છે કે મારે માટે વિશેષ ઉન્મત્તા થયાં છે તે પાગલિની મા—તેઓના સમાચાર છે. તેઓ સકલ વિષયે મારાં મા છે. પ્રિયે, લખ્યું તો છે ખરૂં, પણ શા વાસ્તે બધું ખુલ્લું નથી લખ્યું વારુ? તેઓએ મારી શી શી વાતો પૂછી છે? હું ખરૂં કહું છું કે તેઓ મને ભૂલી ગયાં છે. હું આવવાને સમયે માને બહુ રડાવીને આવ્યો છું; તેથી કરીને આજે આટલો રડયા છતાંએ તેઓને જોવા મને મળતું નથી. પ્રિયે, જ્યારે પણ માને જોઉં છું કે તે ક્ષણે જ તેઓ રડે છે, મારે માટે જ જાણે કે તેઓ રડે છે. માનું રડવું જોઇને પુત્ર કયાં સુધી સ્થિર રહી શકે વારુ? તે ક્ષણે જ હું વ્યાકુલ થઈ જાઉં છું. રડવું હું ઘણા દહાડાથી ભૂલી ગયો હતો પરંતુ નવીન મા મેળવીને હું નવીન રડવું શીખ્યો છું. અરેરે! મેં શા વાસ્તે તેઓને મા કહી બોલાવ્યાં? શાને તેઓએ આ નરાધમ ઉપર પુત્રસ્નેહ કર્યો? જો આ પ્રમાણે કર્યું

ના હોત તો ઘણું ખરૂં તેઓ સુખમાં રહી શકત. ગમે તેમ હોય પ્રિયે, પણ મેં જેને જેને મા કહી બોલાવ્યાં છે તેઓને રડાવ્યા વગર છોડ્યાં નથી. માને રડાવવું તે મોટું પાપ છે, જે માને રડાવે છે તેને નરકમાં પણ સ્થાન મળતું નથી. હું એ બધા મહાપાતકીઓમાં એક છું. પ્રિયે, મારો ભરોસો હવે તમે છો. તમે ધારો તો ઉઠાડી પણ શકો અને ડૂબાડી પણ શકો તેમ છો. હવે હું તમારા હાથમાં પડયો છું. જુઓ પ્રિયે, આટલા માટે જ તો સ્ત્રીનું નામ સહધર્મિણી છે. જુઓ પ્રિએ, તમે મારાં સહધર્મિણી થજો. જોજો, પ્રિયે, મને ડૂબાડશો નહિ. જુઓ, જે કાર્ય કરવામાં હું અસમર્થ છું તે કાર્ય તમે મારે માટે કરજો. હું મારી માતાઓને આનન્દિત કરી શકયો નથી પરંતુ તેથી કરીને તમે તેઓને ભક્તિ, શ્રદ્ધા, જતન અને સેવાદ્વારા સુખી કરવામાં કચાશ કરતાં નહિ. તેઓ જે પણ આજ્ઞા કરે તેનું તત્ક્ષણે પ્રતિપાલન કરજો; જરાક વાર રહીને કરીશ, એવું મનમાં લાવતાં નહિ; તે એટલે સુધી કે બચ્ચાંને દૂધ પણ પિવડાવતાં હો તોએ, તે સમયે જો તેઓ કાંઈ ઇચ્છા દર્શાવે તો તે ક્ષણે જ દૂધ પિવડાવવાનું બંધ કરી તે કાર્ય કરજો. જો તમે એમ પૂછશો કે "મેં કર્યું તેમાં તમને શું થશે" તો ઉત્તરમાં એ જ કે તમારા કર્યાંથી મારૂં મંગલ થશે, કારણ કે તમે કર્યાંથી જ મેં

પત્રાંક ૧૧ (ચાલુ)

સ્વયમ્ કર્યું એમ થશે. જો તમે એમ ધારતાં હો કે તેમ તે વળી કાંઈ થતું હશે? તો સાંભળો. હે પ્રિયે, કૃષ્ણે શી પ્રતિજ્ઞા કરી હતી તે જાણો છો? તેમણે એમ પ્રતિજ્ઞા કરી હતી કે શ્રીધામ વૃન્દાવનનો પરિત્યાગ કરીને હું એક પણ ડગલું ક્યાંય પણ જઈશ નહિ. પરંતુ તમે જાણો છો કે થોડા દિવસ પછી તેઓ મથુરા ચાલી ગયા. તો પછી તમે જો એમ કહો કે કૃષ્ણ જુઠું બોલ્યા હતા તો ના, ના; તેઓ જુઠું બોલે શું કામ, સત્ય જ બોલ્યા છે. જો તમે એમ કહો કે તેઓ કેવી રીતે સત્ય બોલ્યા છે, તો જુઓ, જ્યારે કૃષ્ણ, શ્રીકૃષ્ણ થઈ, મથુરા ગયા તે સમયે શ્રીમતી રાધા તો વૃન્દાવનમાં જ રહ્યાં હતાં; રાધા કાંઈ મથુરા જઈ શ્રીકૃષ્ણને મળી આવતાં નહોતાં. હવે જુઓ વારુ, તમે કર્યાથી મેં કર્યું એમ થાય કે નહિ? માટે કહું છું કે મને ડૂબાડતાં નહિ, મારો ઉદ્ધાર કરજો. મારે ઘણીએ માતાઓ છે; તેઓને હમેશાં જ સુખમાં રાખવાનો પ્રયત્ન કરજો. મા એટલે જ શું તે આજે સ્પષ્ટ કરી કહું છું. જુઓ, ગાયનું દૂધ પીએ છીએ તેથી કરીને તે મા છે અને પરમ પૂજનીય છે. પૃથિવી આપણને પોતાના વક્ષ ઉપર ધારણ કરી રહી છે તેથી કરીને તે મા છે. દેવદેવીગણ આપણને સુખ આપે છે તેથી કરીને તેઓ પૂજનીય છે. સાધુગણ આપણને ઉપદેશ આપે છે, ધર્મ શું અને અધર્મ શું

પત્રાંક
૧૧
(ચાલુ)

તે દેખાડે છે તેથી કરીને તેઓ આપણા પૂજનીય છે. ગુરુ મંત્ર આપી ઉદ્ધાર કરે છે તેથી કરીને તે પરમ પૂજનીય છે. આ બધાંએ આપણી પૂજાનાં પાત્રો છે. પરંતુ જુઓ, પ્રિયે, એક જ મા દૂધ આપે છે, સર્વદા છાતીએ રાખે છે, તમારું કલ્યાણ શાથી થાય અને તમે શાથી સુખી થશો તે વિષે સદાએ પ્રયત્નો કરે છે, તમને લોકોને ગૃહકર્મથી માંડીને દેવસેવા પર્યંત શીખવે છે, શું કરવા યોગ્ય છે અને કયું કરવા યોગ્ય નથી તે પણ શીખવે છે અને પૂર્વે આપેલા ઉપદેશ અનુસાર પરલોકની ગતિ વિષે સદાએ વ્યાકુલ રહે છે. હવે પ્રિયે, જુઓ, કે એક જ મામાં આ સર્વે ગુણો એકાધારે રહેલા છે કે નહિ? મા એ જ ગાય, મા એ જ પૃથિવી, મા જ દેવતા, મા જ સાધુ, અને મા એ જ ગુરુ છે. એક સંતુષ્ટ થયેથી આ બધાંએ સંતુષ્ટ થાય. આવાં માની સેવા હું કરી શક્યો નહિ માટે જ કહું છું કે તમે જ કરજો. તેમ કર્યાથી તમારો પણ ઉદ્ધાર થશે અને તમારી પાછળ મારો પણ ઉદ્ધાર થશે. હવે જવા દો એ બધી વાત. આજે તમારા **શ્યામ**નો દોલોત્સવ છે, તો પછી દોલના દર્શન માટે પૈસા આપો. તમારો અમારો ફાગ તો ચિરકાલથી ચાલ્યો આવે છે; આ વખતે શુદ્ધ કરવાવાળો ફાગ છે. મારાં માના શ્રીચરણમાં ગુલાલ અર્પણ કરું છું અને તેઓ મને આશીર્વાદ આપે એમ માગું છું. મારાં

પત્રાંક ૧૧ (ચાલુ)

માને ચિંતા કરાવતાં નહિ. દોલોત્સવ સમયે, રાસોત્સવ સમયે, કે કોઈ પણ પૂજા કે પર્વણીના સમયે માને તમે મુખ મ્લાન કરી, કષ્ટ આપતાં નહિ. મને સમસ્ત ખબર આપજો. તો હવે કહો તો રજા લઉં.

તમારોજ

હર



## શ્રીકુસુમકુમારી દેવી પ્રતિ



પત્રાંક ૧૨

પ્રાણ પ્રિયતમે!

આ સંસારનો નિયમ જ એવો છે કે નવીનને મેળવ્યાથી પુરાતનનો આદર કોઇ પણ કરતું નથી. માટે કહું છું, કે તમે પ્રસવ વેદના ભોગવ્યા વિના અને ગર્ભ જંત્રણા સહન કર્યા વિના એક નૂતન પુત્ર મેળવી તમારાં પૂર્વનાં છોકરાંઓને અને તેઓની સાથે મને પણ ભૂલી ગયાં તો નથીને? મને ભૂલી જાઓ તેમાં મને તેટલું દુ:ખ લાગે નહિ પરંતુ પુત્રકન્યાઓનો અનાદર કરતાં નહિ. જુઓ, કેવું સંસારચક્ર છે. થોડા દિવસ પહેલાં તમે અને હું બંને એકમેકથી સ્વતંત્ર હતાં. તે વેળા કોણ જાણતું'તું કે આપણે વળી આ પ્રકારે એક મોટો સંસાર પેદા કરીશું? હું પોતે એક દિન પુત્ર હતો તે વેળા કોણ જાણતું'તું કે આપણને વળી પુત્ર

પત્રાંક ૧૨ ચાલુ)

કન્યા થશે? હું જ પૂર્વે એક જણનો જમાઇ હતો, કોણ જાણતું'તું કે આપણને વળી જમાઇ થશે? હે પરમેશ્વર, તમારી માયા અચિંત્ય છે. તમારી આ માયાનો એવો ચમત્કારિક ગુણ છે કે સકલ જીવો પોતે પોતાની મેળે આ ફાંસો અતિ આનન્દ સહિત ગળામાં લઇ લે છે. ગમે તેમ હોય, પણ તમે ધન્ય છો કે જેનું આવું કૌશલ છે! જુઓ પ્રાણાધિકે, જીવોને જેમ જેમ પગોની સંખ્યા વધે છે તેમ તેમ તેઓ ભૂમિ છોડી ઊડી શકતાં નથી; પગો હોવા છતાંએ ભૂમિને પકડીને ચાલવું પડે છે. જુઓ, મનુષ્યને બે પગો હોય છે, તેઓ ભૂમિને વળગ્યા વગર ટટાર ચાલી શકે છે; ત્યાર પછી જ જેમ જેમ પગોની સંખ્યા વધે છે તેમ તેમ તેઓ નકામાં થતાં જાય છે. જુઓ, વિંછી, કાનખજુરા, ઇત્યાદિને અનેક પગો હોય છે અને તેથી કરીને તેઓને પૃથિવીને વળગીને ચાલવું પડે છે; તેઓ મોટે ભાગે પૃથિવીનાં જ થઈ પડે છે. ધર્મના માર્ગમાં પણ એ જ પ્રમાણે છે. જ્યાં સુધી મનુષ્યને માત્ર બે પગો હોય છે ત્યાં સુધી તે ઇચ્છા પ્રમાણે વર્તી શકે છે. પાછળથી જ્યારે તેનો વિવાહ થાય છે ત્યારે વધુ બે પગોની વૃદ્ધિ થઈ તે ચતુષ્પાદ થાય છે. પરંતુ તે વખતે પણ, જો પ્રયત્ન કરે તો, તે ધર્મ ઉપાર્જન કરી શકે છે. પરંતુ તે પછી જેમ જેમ પુત્ર, કન્યા, જમાઈ પુત્રવધુ, ઇત્યાદિ થતાં જાય છે તેમ તેમ જ તેને

પત્રાંક
૧૨
(ચાલુ)

પગોની વૃદ્ધિ થતી જઈ તે સંપૂર્ણ રીતે પૃથિવીની સાથે લપટાઈ જાય છે અને કદિ પણ પૃથિવીને છોડી જઈ શકતો નથી. તે સમયે જ પૂર્ણરૂપે માયાના ફાંસામાં તેના હાથપગ જકડાઇ જઈ આ દુઃખમય સંસારમાં તે ડૂબકાં ખાય છે. આ પ્રકારના બદ્ધ જીવોનું ક્રન્દન પરમેશ્વર કરુણામય હોવા છતાંએ સાંભળતા નથી. પ્રિયે, બાલ્યકાલથી આ સંસારનો ખેલ ખેલવો નથી એમ જેટલુંએ ધારી રાખ્યું હતું તેટલા જ પ્રમાણમાં નવીન નવીન ખેલો સામે આવી આપણને બુદ્ધિહીન કરી મૂકે છે. હું જાણતો નથી પ્રિયે, કે આપણા આ ખેલનો અંત છે કે નહિ? ગમે તેમ હોય, પ્રાણપ્રિકે, પણ હું કાંઈ તદ્દન હતાશ થતો નથી, તમે પણ થતાં નહિ અને કોઇને પણ થવા દેતાં નહિ. જે જે ખેલો આવી પડે છે તે તે ખેલ્યાં જાઓ, પરંતુ આટલું તો સદાએ ધ્યાનમાં રાખજો કે આ બધું બે દિનને માટે છે; આ બધું છોડીને જવું પડશે. આ સંસારના ખેલને નિત્ય અને ચિરસ્થાયી ગણી બંધનમાં પડતાં નહિ; આવા ભાવથી ખેલ ખેલતાં રહો, પરંતુ મનને તે નિત્યસખાના પાદપદ્મમાં મેલી દ્યો. પુત્ર, કન્યા, સ્ત્રી, સ્વામી ઇત્યાદિ રૂપે જે સર્વે સાથીઓ બે દિવસને માટે મળ્યાં છે તેઓને મેળવીને તે નિત્ય અને બહુ દયાળુ પ્રાણના સખા હરિને ભૂલતાં નહિ. જો તમે એમ કહેશો કે કેવી રીતે તેમનું સ્મરણ રાખી શકાય તે હું જાણતી

પત્રાંક ૧૨ (ચાલુ)

નથી તો ઉત્તરમાં એ જ કે જેવી રીતે તમે મારૂં સ્મરણ રાખો છો તેવી રીતે. કહો વારુ, ખાતાં, સૂતાં, ચાલતાં, બેસતાં, ઊઠતાં એવો કયો સમય છે કે જે સમયે તમે મારૂં સ્મરણ નથી કરતાં? એ જ પ્રમાણે તેમને. જગતમાં જેટલો જોઇએ તેટલો ખેલ ખેલજો પરંતુ તેમને તો મનમાં રાખજો. મારે વિષે તમે સદાએ ભાવના રાખો છો એટલે તમે સંસારનું બીજું કોઇ પણ કાર્ય કરતાં નથી શું? રાંધો છો, ખાઓ છો, બધુંએ કરો છો પરંતુ કહો વારુ, એવી કોઈ ક્ષણ જાય છે ખરી કે જે સમયે તમે મારૂં સ્મરણ નથી કરતાં? મને જેમ મનમાં રાખો છો તેમ જ તેમને રાખો; તેમ થયાથી જ માયાનો ફાંસો વધુ ટકશે નહિ, નિશ્ચિંત થશો.

તમારો

હર



## શ્રીકુસુમકુમારી દેવી પ્રતિ



પત્રાંક
૧૩

પ્રાણ પ્રિયતમે!

તમે ખરેખર જ મારાં હિતૈષિણી, પરમાનન્દદાયિની અને સહધર્મિણી છો. તમે કોણ તે હું જાણી શકું એવું માગું છું. હેં, મારી મનોવાસના પૂર્ણ કરવા તમને કોણે શીખવ્યું? આ હતભાગીને દેવને પણ દુર્લભ એવો કૃષ્ણપ્રસાદ મોકલવા કોણે કહ્યું? આ પતિતને ઉઠાડવા કોણે તમને ઉપદેશ કર્યો? ધન્ય છે તમને! ખરેખર જ તમે મહાશક્તિનાં અંશરૂપિણી છો. જેના ઉપર તમે કરુણા કરો છો તેને પછી આ ભયાનક સંસારસમુદ્રમાં કોઇ પણ ભય નથી; પરંતુ પ્રિયે, જ્યારે કોઇના પણ ઉપર તમે અવકૃપા કરી ભયંકર ઉગ્રમૂર્તિ ધારણ કરો છો ત્યારે તેને સ્વર્ગમાં, મર્ત્યમાં કે પાતાલમાં પણ નિશ્ચિંત થવાનું સ્થાન નથી. તમારા ઉગ્ર તેજથી એવા સર્વ હતભાગીઓ

પતંગીઆની માફક બળીને ખાખ થઇ જાય છે. જુઓ પ્રિયે, અગ્નિના તાપથી નાનાં નાનાં છોકરાંઓને પોષણ મળે છે; એ અગ્નિ દૂર રાખી તેના તાપનો અંગે સેક કર્યાથી ઠંડીનું નિવારણ અને વિશેષ આરામ થાય છે; તે અગ્નિમાં ઘૃત અને મધુ હોમવાથી મહાપુણ્ય થાય છે; પરંતુ પ્રિયે, જો કોઇ મૂર્ખ અજ્ઞાનતાને લીધે આ સર્વમંગલમય અગ્નિ સહિત વિરોધ કરવાને જાય છે તો પછી તેની દશાની કલ્પના કરવાનું હોતું નથી, તે સ્વયમ્ અગ્નિમાં બળી ખાખ થઇ જાય છે. આ બધી વાતનો મનમાં માત્ર વિચાર આવતાંએ અંતરમાં ભયનો સંચાર થાય છે. મને આશીર્વાદ આપો કે હું કદિ પણ તમારા કોપનયનના સપાટામાં આવું નહિ અને સર્વત્ર જ તમારો કૃપાપાત્ર થઈ શકું. હં, આ તમે લખ્યું છે કે “હું પત્ર લખું અથવા ન લખું.” શા વાસ્તે આ પ્રમાણે લખ્યું તેનો એક વાર વિચાર કરી જુઓ વારુ? તમો ઘણાઓને મારા પત્રોથી આનંદ મળે છે ખરો, પરંતુ હું તો એકલો છું—તેથી કરીને તમારા લોકોના આનંદ કરતાં મારો આનંદ શું વધારે થઈ ગયો? જો કોઇ એકલો એક કેરી અથવા બીજો કોઈ મિષ્ટ પદાર્થ ખાય અને જો ઘણાંઓ તે કેરી અથવા મિષ્ટ પદાર્થ ભાગ કરીને ખાય—તો પછી સંપૂર્ણ ખાનારને આનંદ વધુ થાય છે કે જેઓ ભાગ કરીને ખાય છે તેઓને? વળી જુઓ,

## શ્રીકુસુમકુમારી દેવી પ્રતિ

પત્રાંક
૧૩
(ચાલુ)

પૂર્ણ પ્રકાશમય જગામાં એક દિવો છે અને બીજો એક દિવો અંધકાર મધ્યે છે; કહો વારુ, કોની વધુ જરૂરિયાત છે? કહો વારુ, કોનો વધારે પ્રકાશ છે? દિવસવેળાએ દિવો કરો અથવા નહિ કરો, પરંતુ રાત્રિવેળાએ તો દિવો જોઇએ ને જોઇએ જ. કેમ આ વાત સત્ય છે કે નહિ? તમે રહો છો પૂર્ણ પ્રકાશ મધ્યે–મા, બાપ, ભાઈ, ભગિની, બંધુબાંધવ, ઇત્યાદિ બીજા કેટલા દિવાઓ ગણાવવા? આટલા દિવાઓમાં મારા જેવો એક દિવો ન હોય તોએ તેટલું ઝાંખું ઝાંખું લાગે નહિ, પરંતુ પ્રિયે, જેના અંધકારપૂર્ણ ઘરમાં માત્ર એક જ દિવો હોય અને તેને જો તેનો પણ અભાવ થાય તો તેમ થયાથી તે શું કરે, કહો વારુ? તેને કેટલું બધું કષ્ટ. આ વાત આજે મેં ભૂલમાં લખી નાખી; જોજો, મનને દુઃખ લગાડતાં નહિ; જોજો, એકલાં બેસી રડીને છોકરાંઓને અથવા બીજા કોઇને કષ્ટ આપતાં નહિ. જોજો, મા આગળ મ્લાન મુખ દેખાડતાં નહિ. તેમ થવાથી તેમને બહુ કષ્ટ થશે. પુત્રને માટે માના મનને શું શું થાય છે તે તમે સારી રીતે શીખ્યાં છો. જુઓ પ્રિયે, પુત્ર જે કોઇ એક વસ્તુને ચાહતો હોય તે વસ્તુને મા જ્યારે પણ જુએ છે કે તરત જ તેને પુત્રનું સ્મરણ થઇ આવે છે. આ તો સામાન્ય વસ્તુની વાત. તો પછી સ્ત્રીની વાત તે શી કરવી? સ્ત્રી તો સ્વામીના પ્રેમની જયપતાકા છે. તેને સુખમાં જોવા

પત્રાંક
૧૩
(ચાલુ)

છતાંએ મા જ્યારે દૂર દેશમાં રહેલા પુત્ર માટે સંપૂર્ણ આકુલ વ્યાકુલ થઇ જાય છે તો પછી તેની શોકગ્રસ્ત અવસ્થા જોઇને તે શું વધુ વાર બચી શકે ખરી? તે શું વધુ વાર સ્થિર રહી શકે ખરી? માટે મારી વાત યાદ રાખજો અને મારાં માને સદાએ સંતુષ્ટ રાખવામાં કોઇ પણ પ્રકારની ન્યૂનતા કરતાં નહિ. તેઓને સુખમાં રાખ્યાથી તમે પણ સદાએ સુખમાં રહેશો. જુઓ, હું તો નાનપણથી જ પાગલ છું. ક્યારે પણ શુંએ બોલી નાખું છું. એ સઘળી વાત મનમાં રાખતાં નહિ. મારી સારી વાતો મનમાં રાખજો અને ખરાબ હોય તે ભૂલી જજો. પણ જોજો, આ વાત ભૂલતાં નહિ. પિતા, માતા, વડિલ ભાઈ, ઈત્યાદિ વડિલ લોકોને પ્રત્યક્ષ નરરૂપી દેવતાઓ સમજજો; તેઓ પ્રસન્ન થયેથી તમને સમસ્ત વરોનું દાન કરશે. જુઓ પ્રિયે, યુધિષ્ઠિર, ભીમ, અર્જુન, ઇત્યાદિ પાંચ પાંડવોએ શ્રીકૃષ્ણને જે આટલા બધા વશ કર્યા હતા તે કાંઇ કોઈ તપશ્ચર્યાનું ફલ નહોતું અથવા તો તે કાંઇ કોઇ યજ્ઞનું ફલ નહોતું; કેવલ માત્ર માતાની ભક્તિદ્વારા કુંતિજીના વરે કરી તેઓએ શ્રીકૃષ્ણને મેળવ્યા હતા. કુંતિજીએ જ શ્રીકૃષ્ણને કહ્યું હતું, કે મારા પુત્રોની વને વને રક્ષા કરજો; અને કૃષ્ણને પણ તેમ જ કરવાની ફરજ પડી હતી. કોનું સાધ્ય છે કે માતૃવાક્યની અવગણના કરે? બીજું પણ જુઓ,

પત્રાંક
૧૩
(ચાલુ)

## શ્રીકુસુમકુમારી દેવી પ્રતિ

લક્ષ્મણ જે ચૌદ વર્ષો સુધી આહાર અને નિદ્રા વગર રહ્યા તે કેવલ માત્ર માતાની આજ્ઞાના જોરે કરીને જ. આ ખૂબ ધ્યાનમાં રાખવા યોગ્ય છે કે મા જ્યારે અને જે કાંઈ પણ કહે તે વેદવાક્ય પ્રમાણે સત્ય અને ફલપ્રદ છે. પિતામાતા કદિ પણ મિથ્યા કહે નહિ. પિતામાતા સાક્ષાત્ ગુરુ છે, સાક્ષાત્ દેવતા છે એ વાત નિદ્રાવસ્થામાં પણ ભૂલતાં નહિ. રોજ પ્રાતઃકાલે ઊઠી, જો તમે આપણા ઘરમાં રહેતાં હો તો, માની સમીપ જઇ પ્રણામ કરજો અને તમારા પિતામાતાને ઉદ્દેશીને (યાદ કરીને–નામ પાડીને) પ્રણામ કરજો. જો તમે તમારા પિતાના ઘરે હો તો તમે તમારાં માતાપિતાના ચરણમાં પ્રણામ કરજો અને મારાં માને ઉદ્દેશીને (યાદ કરીને–નામ પાડીને) પ્રણામ કરજો. જ્યારે કોઈ પણ નિકટમાં હોય નહિ ત્યારે બંનેને ઉદ્દેશીને (યાદ કરીને–નામ પાડીને) પ્રણામ કરજો. જોજો, ભૂલતાં નહિ. આમાં લજ્જા તે વળી કેવી? લજ્જા કરી પાપનો માર્ગ સુલભ કરતાં નહિ. ઇશ્વરની નિકટ વળી લજ્જા તે કેવી? જેઓને પિતામાતા નથી તેઓ ઉદ્દેશીને (યાદ કરીને–નામ પાડીને) પોતાનાં માતપિતાને પ્રણામ કરે એ તો શાસ્ત્રનું વચન છે.

તમારો — હર



પત્રાંક ૧૪

પ્રાણ પ્રિયતમે !

આ વખતે તમને બહુ જ કલેશ થાય છે. શું કરશો, પ્રિયે, ઇલાજ નથી; વિધાતાએ નસિબમાં જે લખ્યું છે, તેનું ખંડન કરવાને જીવનું સામર્થ્ય નથી. માટે કહું છું, કે જે આપણા હાથની વાત નથી તેને માટે તમે અનર્થક દુઃખ કરતાં નહિ. મનુષ્યની અવસ્થા ચિરસ્થાયી રહેતી નથી, સુખદુઃખ સમયે આવે છે અને પાછાં સમય આવતાં જાય છે. માટે આ અસ્થિર સુખદુઃખમાં વિમોહિત થયા વગર તે ચિરકાલ સ્થિર, સર્વ સમયમાં એક જ પ્રકારે રહેતા અને નિત્ય એવા કૃષ્ણપાદપદ્મમાં મતિ રાખો, તેમનું નામ સદા સ્મરણમાં રાખો અને તેમને પોતાને પણ, મન અને પ્રાણથી, મોટેથી બોલાવો; તેઓ જ કેવલ માત્ર દુઃખને દૂર કરવાને એકલા જ અધિકારી છે; તેઓ જ તમારું કષ્ટ

પત્રાંક
૧૪
(ચાલુ)

નિવારણ કરશે. મેં તો પ્રિયે, આ વાત અનેક દિવસોથી જ તમને કહી રાખી છે, પરંતુ તમે તે નિત્યચિંતામયની ચિંતા ભૂલી જઈ આ બે દિવસના માની લીધેલા સ્નેહમાં મુગ્ધ થઇ તેમને ભૂલી જઈ મારી જ ચિંતામાં મગ્ન હતાં અને છો. આ સંસારનો સઘળો જ સંબંધ થોડા દિવસો માટે જ છે. જુઓ પ્રિયે, આ જન્મની પૂર્વે તમે કેટલીએ વાર કેટલાએ નૂતન રૂપે આ સંસારમાં આવ્યાં છો. કોઇ સમયે તમે પુરુષ, કોઈ સમયે સ્ત્રી, કોઇ સમયે પશુ, તો વળી કોઈ સમયે પક્ષી, ઇત્યાદિ નાનારૂપે આ સંસારમાં આવ્યાં હતાં તે વખતે પણ તમારે ઘર, પુત્ર, કન્યા, સ્ત્રી, સ્વામી, મા, બાપ, બધાં જ તો હતાં; પરંતુ જુઓ, તેઓ આ સમયે ક્યાં છે! ક્યાં, તમે તો એક વાર પણ તેઓને માટે આ સમયે ચિન્તા કરતાં નથી? જુઓ પ્રિયે, તે સમયે પણ આજની માફક સુખનો માની લીધેલો સ્નેહ હતો પરંતુ સમયને લઇને તમે તે સર્વેને ભૂલી ગયાં છો; તે જ પ્રમાણે પાછા જ્યારે આ આજકાલના માની લીધેલા સંસારનો પણ ત્યાગ કરશો ત્યારે વળી પાછાં આ સર્વે પ્રાણ કરતાં પણ અધિક પ્રિય છે કરીને જેઓને હાલમાં યાદ કરો છો તેઓને એકદમ ભૂલી જશો. બચ્ચાંઓના ખેલઘરની માફક આજે આ સ્થાનમાં સંબંધો બંધાય છે તો કાલે વળી પાછા અત્રેથી ઉઠાડી લઇ લેવામાં આવે છે. આજે મને ખેલી તરીકે

પત્રાંક ૧૪ (ચાલુ)

લેવામાં આવે છે તો કાલે વળી મારી સાથે ઝગડો કરી તમને ખેલી કરવામાં આવે છે. આ સંસારમાં આપણે પણ તે જ પ્રમાણે કરીએ છીએ. આજે હું તમારો ખેલી છું, તો કાલે વળી તમને છોડીને બીજા કોઇનો પણ ખેલી થઇ શકું. માટે કહું છું કે પ્રિયે, આ બેચાર દિનના પ્રેમને મેળવી તે કૃષ્ણના નિત્ય પ્રેમને ભૂલતાં નહિ. જુઓ પ્રિયે, સર્વના પ્રાણના પ્રાણ કૃષ્ણ છે; તેઓ સર્વ સમયે ખેલવાને લાયકના સંગી છે. જ્યારે જીવ ગર્ભમાં હોય છે ત્યારે કૃષ્ણ તેના નિત્ય સંગી હોય છે; તે ઘોર નરકના જેવા સ્થાન ગર્ભમાં પણ તેની સાથે ખેલે છે, કદિ હસાવે છે, કદિ નચાવે છે, ભૂખ લાગતાં ખાવાનું આપે છે, તૃષા લાગતાં પાણી આપી રક્ષા કરે છે. હવે કહો જોઇએ પ્રિયે, તેમના કરતાં બીજું કોઇ શું તમને અધિક પ્રેમ કરી શકે ખરૂં અથવા કરે છે ખરૂં? માટે કહું છું કે પ્રાણાધિકે, તે પ્રાણના પ્રાણ કૃષ્ણધનને પ્રેમ કરો. તેમને જ માત્ર તમારા પોતાના ગણો. તેઓ તમારા અને અમારા સર્વના જ મા, બાપ, ભાઇ, બંધુ અને સ્વામી છે. તેમને પ્રેમ કરવાથી બધાંને જ પ્રેમ કર્યો એમ થશે. આ મેં તમને કહ્યું તેથી કરીને એમ નહિ સમજતાં કે મેં આ સંસારનાં તમારાં પોતાનાં બધાંએ માણસોને ચાહવાને ના પાડી છે. સર્વેએ પોતપોતાના બંધુ બાંધવોને પ્રાણ સહિત ચાહવું જોઈએ

પત્રાંક
૧૪
(ચાલુ)

પરંતુ તેઓમાં મુગ્ધ થવું જોઈએ નહિ. સદાએ મનમાં રાખજો કે બધું છોડીને જવું પડશે. માત્ર તે રાધાગોવિન્દને પ્રાણ ખોલી પ્રેમ કરો અને તેમાં જ રમમાણ થઈ જાઓ; તેમ થવાથી તેઓ પણ તમને લોકોને પોતાના પ્રાણથી પ્રેમ કરશે અને તમને લોકોને તેમના પોતાના કરી લેશે. ત્યાં વિયોગ થતો નથી અને બધુંએ નિત્ય નૂતન હોય છે. માટે કહું છું કે તમે તેમને પ્રેમ કરો.

તમારો

હર





પત્રાંક
૧૫

## પ્રાણ પ્રિયતમે !

આજ કાલ તમે નિરાશ થઇ ગયાં હો એ બનવા જોગ છે; કારણુ કે તમારા પ્રાણુથી અધિક પ્રિય કૃષ્ણુ આજે તમારા કુંજમાં નથી, આજે કોઇ અધિક અનુરક્તાનું મન રાખે છે, બીજી કોઇ નવીનાના પ્રેમમાં પડી નૂતન કુંજમાં વિહારની ઇચ્છાથી તમને ભૂલી જઇ અન્ય સ્થાનમાં ચાલ્યા ગયા છે. તેમાં તમે શું કરશો પ્રિયે; તેઓ તો બહુવલ્લભ છે, તેઓને અનેકનું મન રાખવું જોઇએ. પશુ, પક્ષી, કીટ, પતંગાદિ સર્વ સ્થાવર જંગમાદિના તેઓ પ્રાણાધિક છે; તો પછી પ્રિયે, તમે એકલાં જ જો તેઓને માગો તો મળે કેમ વારુ? તમે જેમ તેઓને માગો છો તે જ પ્રમાણે બીજાં બધાંએ તેઓને માગે છે. કઇ પતિપ્રિયા સતી પોતાના સ્વામીને માગતી નથી? પ્રિયે, તેઓ તો જગત્સ્વામી છે;

પત્રાંક
૧૫
(ચાલુ)

માટે કહું છું કે અસ્થિર થાઓ નહિ, ધીરજ ધરો. તેઓ ચક્ષુથી દૂર થયા છે તેથી કરીને તેઓને મનથી દૂર કરતાં નહિ. તેઓના ચરણકમલનું સ્મરણ શયનમાં અને સ્વપ્નમાં પણ રાખજો. તે શ્યામરૂપને સર્વદા હૃદયનું ભૂષણ કરી રાખજો. તે અમૃતમય નામ રસનામાં જડી રાખજો અને તેઓની નાનારૂપ લીલાનું ધ્યાન કરજો. તેમ થયાથી તેઓ કદિ પણ તમને ભૂલી જઈ શકશે નહિ. તમે કહેશો કે આ વાત સત્ય નથી, પરંતુ પ્રિયે, જરા વિચાર કરી જુઓ કે રાસ કરતાં કરતાં કૃષ્ણ જ્યારે અંતર્ધ્યાન થયા ત્યારે કૃષ્ણ-પ્રાણા ગોપીગણે કૃષ્ણની બાલ્યાદિ લીલાઓનું કેવલમાત્ર સ્મરણ કરીને જ તેઓને મેળવ્યા હતા. તમે પણ તે જ પ્રમાણે કરો, તમે પણ તેઓને મેળવશો. હાય મારૂં દૈવ! તે સુશીતલ કોમલ અંગનો સ્પર્શ કરી જીવન શાંત કરી શક્યો નહિ, તે ન ધરી શકાય એવી રૂપરાશિનાં નયનભરી દર્શન કરી શક્યો નહિ, તમારી માફક નિર્જનમાં બેસી મારા પ્રાણપતિને પ્રાણની વાતો સંભળાવી શક્યો નહિ! તમે જ ધન્ય છો! તમારૂં ચક્ષુ અને કર્ણ ધારણ કરવાનું સત્ય થયું છે અને સાર્થક થયું છે. તમે તે કૃષ્ણને નિહાળ્યા છે, મન પ્રમાણે તેને શણગાર્યા છે, ઇચ્છા પ્રમાણે તેને ખવડાવ્યું છે અને હું નરાધમ તેને ન જોઇ શક્યો, ન સ્પર્શ કરી શક્યો. તમારા **શ્યામ**ને કહેજો કે મેં તેઓની કૃપાને

પત્રાંક
૧૫
(ચાલુ)

પાત્ર થવા કાંઈ પણ કર્યું નથી છતાંએ તમારી સાથે મારી ઉપર પણ કૃપા કરે. ઘણા ખરા રૂપીઆઓની સાથે એક ખોટો રૂપીઓ પણ સહેલાઈથી ચાલી જશે. ચોખાની સાથે છાલાં પણ સમાન ભાવે વેચાઈ જાય છે. મારો ભરોસો તમે જ છો. પ્રિયે, તમારા **શ્યામ**ના વિરહ ઉપરાંત પત્રમાં વધુ કાંઇ ન લખ્યાથી તમને મેં અનર્થક કષ્ટ આપ્યું છે તેને માટે દુઃખ કરતાં નહિ. તમે જેના ઉપર ગુસ્સે થાઓ છો તેને પછી શાંતિ નથી; રાવણ તેનું પ્રમાણ છે, દુર્યોધન તેનું પ્રમાણ છે. માટે કહું છું કે તમારાં આ સંસારમાં જેટલાં રૂપો છે તેમાંનું કોઇ પણ તમારૂં રૂપ મારા પ્રતિ કોપ કરે નહિ. તમે સ્ત્રીઓ કોમલપ્રાણા છો અને પુરુષો તો શુષ્ક કાષ્ટ જેવા હોય છે. ગમે તેમ હોય, મારા શરીર અને જીવન સંબંધી મેં તમને પૂર્વે જ લખ્યું છે, હાલમાં નવીન ખબર તો કાંઇએ નથી. તથાપિ આટલું તો લખવાનું કે હાલમાં હું તદ્દન નિરોગી અને સબલ થયો છું; પ્રાણને કોઇ પણ પ્રકારની અશાન્તિ નથી; જાણે કે નવીન મનુષ્ય નવીન રાજ્યમાં આવ્યો છે; તદ્દન બાલક જેવો થયો છું. કૃષ્ણકૃપાએ મારો આ નૂતન ભાવ, મારૂં આ નૂતન રૂપ, મારો આ નૂતન દેહ, તમારી કૃપાથી મારૂં બધુંએ નૂતન—આ નૂતન દેહમાં મારો નૂતન અનુરાગ વૃદ્ધિ પામે એ જ માત્ર પાર્થના.

**તમારો આદરણીય — હર**



પત્રાંક ૧૬

**પ્રિયતમે !**

તમારો પત્ર મને મળ્યો છે, પરંતુ પ્રિયે, આ વખતે તે ઘણો જ ભયવાળો છે. જે પહેલાં પહેલાં પ્રાણને શીતલ કરનાર રૂપે આવતો હતો તે આ વખતે નથી. આ વખતના તમારા પત્રની મૂર્તિ કાર્તિકમાસની મહા અમાવાસ્યાની રાત્રિ માફક ઉગ્રચંડા જેવી છે. પ્રિયે, એક ગુપ્ત રાખવા યોગ્ય વાત જે કદિ પણ પ્રકાશ કરવી નહિ એમ નક્કી કરી રાખ્યું હતું, પરંતુ તે કહ્યા વિના રહેવું તે ઉચિત નહિ એમ લાગવાથી કહું છું, તે ધ્યાન દઇને સાંભળો; હું દેહમાં કઠણ પુરુષ છું, પરંતુ મારા અંતરના સર્વે ભાવો વિધાતાએ ખરેખર જ ખરી રમણીના જેવા ઘડયા છે. સામાન્ય વિપત્તિઓ મને અપાર સમુદ્ર જેવી લાગે છે અને તેથી હું અધીર થઈ પડું છું; બીજી વિપત્તિઓમાં

પત્રાંક ૧૬ (ચાલુ)

તો મને તેના કરતાંએ વધારે થાય છે. હું મારે પોતાને વિષે બહુ જ થોડો વિચાર કરૂં છું પણ બીજાઓ વિષેની ચિંતા મને બહુ જ વ્યાકુલ કરી નાખે છે. તેથી કરીને જે સ્થાનમાં દુઃખની વાતો થતી હોય તે સ્થાનમાં કદિ પણ જતો નથી; કોઈનું પણ રડવું સહન કરી શકતો નથી, આ સંબંધમાં તમને અધિક કહેવાની જરૂર નથી, કારણ કે તમે તો તે સારી પેઠે જાણો છો. પ્રિયે, આ સંસારમાં કષ્ટને ભૂલી જવું એ એક અમૂલ્ય રત્ન છે; જેઓ કષ્ટ ભૂલી જવાને શીખ્યા છે તેઓએ સંસારનો જય કર્યો છે. એક પક્ષે ભૂલી જવું એ જેમ એક મહારત્ન છે તેમ અન્ય પક્ષે યાદ રાખવું એ પણ એક અમૂલ્ય રત્નોનો ખજાનો છે. માટે કહું છું કે ભૂલી જવાને પણ શીખો અને યાદ રાખવાને પણ શીખો. સમજી શક્યાં છો ને ? મને લાગે છે કે તમને મનમાં એમ આવશે કે શું ભૂલી જવું અને શું યાદ રાખવું ? માટે કહું છું, સાંભળો. બીજાઓ જ્યારે તમારૂં અપમાન કરે, તમને ધમકી આપે, અથવા મારે, તેનાથી તમારા મનમાં જે કષ્ટ થાય તે ભૂલી જવું, અને તમે જ્યારે સ્વયમ્ બીજા કોઈના પણ મનને કષ્ટ આપો તે ચિરકાલ સ્મરણમાં રાખવું અને તેને વાસ્તે દુઃખીત થવું; આ બંને અગાધ સમદ્રનાં મહારત્નો છે. જેઓ આ શીખ્યા છે તેઓએ બધુંએ વશ કર્યું છે. જુઓ પ્રિયે,

## શ્રીકુસુમકુમારી દેવી પ્રતિ

પત્રાંક
૧૬
(ચાલુ)

એક મર્મની વાત સાંભળો—જે દિવસે શ્રીકૃષ્ણ રાધિકાનો ત્યાગ કરી ચાલી ગયા તે દિવસે શ્રીમતીએ સર્વે સખીઓની સંગે કેટલોએ વિલાપ કરી કેટલીએ પ્રતિજ્ઞાઓ કરી હતી. સખીઓને કહ્યું હતું કે, શ્રીકૃષ્ણ દુષ્ટ છે, શ્રીકૃષ્ણ લુચ્ચા છે, એઓની સાથે હવેથી વાતચિત પણ કરીશ નહિ, શ્યામવર્ણની વસ્તુઓ પ્રતિ દૃષ્ટિ પણ કરીશ નહિ—એઓનું નામ સુદ્ધાંએ સાંભળીશ નહિ, જો બીજું કોઈ નામ લેશે તો તેનું પણ મુખ જોઈશ નહિ. બીજે જ દિવસે શ્રીકૃષ્ણ આવીને જ્યારે સખીઓની આગળ આજીજી કરે છે અને પોતાને કેટલું દુઃખ થયું તે પ્રદર્શિત કરે છે, પરંતુ સખીઓ શ્રીકૃષ્ણને કુંજમાં આવવા દેતી નથી ત્યારે સર્વેથી શ્રેષ્ઠ દેવી શ્રીપ્રિયાજી સખીઓને બોલાવીને તેઓને પૂછે છે કે—"હે સખિ! મને જે પ્રાણથી અધિક છે એવા કૃષ્ણને તમે શા વાસ્તે આ પ્રમાણે કરો છો?" ત્યારે સખીઓએ કહ્યું કે એ દુષ્ટ છે, કાલે તમને બહુ જ કષ્ટ આપ્યું છે તેથી કરીને અમે એની સાથે હવેથી વાત પણ કરીશું નહિ. ત્યારે શ્રીમતી રડતાં રડતાં બોલ્યાં કે, "સખિ! મને તો કાંઈએ યાદ આવતું નથી. જે કૃષ્ણ જગતને આનંદ આપે છે તેઓ મને કષ્ટ આપે એ બહુ જ અસંભવ છે. સખિ! ઉલટું મેં કૃષ્ણને કેટલું બધું કષ્ટ આપ્યું! તેઓને મારે માટે કેટલું બધું કષ્ટ

ભોગવવું પડયું હશે ! ધિક્કાર છે મને !" આ પ્રમાણે કેટલો બધો વિલાપ કર્યો હતો. તેથી જ તો તેઓએ તે નહિ ધરી શકાય એવા કૃષ્ણચંદ્રને ધરી વશ કર્યા છે. કહો વારુ, એમ જો નહિ હોત તો તેઓ સર્વથી શ્રેષ્ઠ દેવી થઈ શકત ખરાં ? માટે કહું છું કે આ બંનેએ (વિસ્મરણ અને સ્મરણ) રત્નો છે. હે પ્રિયે, જો કોઈને કેરીનું ફળ બહુ જ પ્રિય હોય અને તે મનુષ્યનું અંગ કેરીના વૃક્ષની ડાળીથી જો કદિ ચિરાઈ જાય તો તે શું તે વૃક્ષને કદિ કાપી નાખશે ખરો કે ? જો તે ખરેખર જ વૃક્ષને કાપી નાખે તો જાણવું કે કેરીનું ફળ તેને તેટલું પ્રિય નથી. જે મનુષ્ય કેરીને ચાહે છે તેણે ફળ કરતાં કેરીના વૃક્ષને વધારે ચાહવું જોઈએ. કારણ કે વૃક્ષ ઇચ્છા પ્રમાણે કેરીઓ પેદા કરે છે. અરે! તમે શું જાણતાં નથી કે હું તે વૃક્ષનું એક ફળ છું. જો હું વૃક્ષનો ત્યાગ કરૂં તો તેમાં વૃક્ષની કોઈ પણ ક્ષતિ થતી નથી. વૃક્ષ થકી ફળ પડી જવાથી વૃક્ષ કાંઈ મરી જતું નથી, ફળ જ સુકાઈ જાય છે. જે પ્રિય હોય એવા કોઈ વૃક્ષ થકી ફળ તોડીને જો તેને સોનાના સિંહાસન ઉપર રાખવામાં આવે તોએ તે રોજ રોજ સુકાતું જશે. માટે જ મેં કહ્યું કે જો તમે મને ખરેખર જ ચાહતાં હો તો જે વૃક્ષનું હું માત્ર એક સામાન્ય તુચ્છ ફળ છું તે વૃક્ષને અધિક ચાહજો. પ્રાણ ભરીને તેની ભક્તિ કરજો, તો જ

## શ્રીકુસુમકુમારી દેવી પ્રતિ

પત્રાંક
૧૬
(ચાલુ)

તમારો મારી ઉપરનો પ્રેમ સિદ્ધ થશે અને તો જ ઈશ્વર તમારૂં મંગલ કરશે. જેને લાખો ચિંતાઓ હોય છે, જે દિવસની આખેરીએ પણ તે સઘળી ચિંતાઓ વિષેના વિચારો કરીને પણ તેનો અંત લાવી શકતો નથી, તેને વળી પાછી એક વધુ ચિંતા કરવાનો નવીન માર્ગ દેખાડવાનો તે હોય ખરો? એક માણસને મરણપથારીએ પડેલો જોઇને કોઇ તેનું ગળું દબાવી દે ખરૂં? હું પ્રિયે, સર્વદા ચિંતાસમુદ્રમાં વાસ કરૂં છું, તેમાં વળી વચ્ચે વચ્ચે પ્રબલ તુફાનને બોલાવવું તે શું સારૂં છે? ગમે તેમ હોય, પ્રિયે, પણ મારી વાત સાંભળો, હસતાં શીખો, બીજાને હસાવતાં શીખો, તો જ પછી આ દુઃખના સંસારમાં કાંઇક સુખ મળશે. એક તો સંસારમાં સુખ નથી તેમાં વળી સર્વદા રડીને શા માટે દુઃખની વૃદ્ધિ કરો છો? એક તો ઘોર અંધકાર છે તેમાં વળી આંખો બંધ કરી અંધકાર વધારવો શાને? એક તો ચોખા સહેલાઇથી ચવાઇ શકાય તેમ નથી અને તેમાં વળી આંબલી ખાઇને દાંત ખાટા કરવા શાને?

તમારો

રનાદે



પત્રાંક ૧૭

**પ્રાણ પ્રિયતમે !**

પ્રિયે, મારો દેહ સુંદર નથી તેમ જ તેને પીડી પણ ચોળેલી નથી; તેથી જ તો ઉલટા રથમાં આવ્યો છું. તમે તો જતો રથ પણ જોયો છે અને પાછો કાલે ઉલટો (પાછો ફરતો) રથ પણ જોશો. તમારા રથમાં નવજલધર શ્યામસુંદર વિરાજે છે. પરંતુ આ હતભાગીનો રથ શૂન્ય છે. કેટલીએ પ્રકારે મારા રથને શણગારી રાખ્યો છે, પરંતુ નવનીરદનાં દર્શન જ નથી. તેઓ આ મહાપાતકીના રથમાં આવે શાને? પ્રાણાધિકે! બોલી દ્યો કે શું કર્યાથી આ કઠણ શુષ્ક રથ તમારા જેવો સ-રસ (રસપૂર્ણ) અને કોમલ થાય? બોલો, બોલો; તેમ થવાથી તમારી માફક આ મારો રથ પણ તે પ્રાણવલ્લભના શ્રીચરણનો સ્પર્શ કરી શકશે. મારા દુઃખનું નિવારણ કરવાનો

પત્રાંક
૧૭
(ચાલુ)

પ્રયત્ન કરવો એ તમારૂં કર્તવ્ય છે. કારણ કે તમે મારાં નિજજન છો, તમે નહિ કરો તો કોણ કરશે? માટે કહું છું કે કૃપા કરી ઉપાય બતાવો અને મારૂં દુઃખ દૂર કરો. તે પ્રાણબંધુની પ્રાપ્તિ વગર જીવન નિષ્ફળ અને જલ વિનાના સરોવર પ્રમાણે નિરુપયોગી છે. જેઓને ક્ષણમાત્ર પણ તેની પ્રાપ્તિ થઈ છે તેઓએ બ્રહ્માના બ્રહ્મત્વને પણ તુચ્છ ગણી કાઢયું છે અને સ્વર્ગના રાજ્યત્વની પણ અવહેલા કરી છે. કહો વારુ, પ્રિયે, આવા પ્રાણબંધુનું દર્શન કદિ મળશે ખરૂં? કે જીવન આવી રીતે જ વૃથા જશે? તેઓનું સાધન કરીશ એવો વિચાર કરી સંસારમાં પણ ભળ્યો નહિ, કેટલાએ લોકોને રડાવ્યા, માને સદાએ ચિન્તામાં રાખી દુઃખી કર્યાં, છતાંએ નિરુપાય થઈ હતાશ થઈ પડયો છું. દિવસોદિવસ ઉન્નતિ થવાની તો બાજુએ રહી પરંતુ ક્રમશઃ અવનતિ, ક્રમશઃ અધઃપતન થતાં જાય છે; તેથી કરીને જ તમારી પાસે ઉપાય જાણવા માગું છું. તમારા ભિન્ન મારો ઉપાય નથી, તમે કૃપા કરી મને શીખવો, તમારા બલથી હું જીવન સફલ કરી લઉં. શું કર્યાથી તમારી માફક સરલ થવાય, શું કર્યાથી તમારી માફક કોમલ થવાય તે કૃપા કરી મને કહી દ્યો. તમે મને ચાહતાં નથી પરંતુ હું જે તમને ચાહું છું તેનું કારણ સાંભળશો કે? જુઓ પ્રિયે, મારામાં લેશમાત્ર પણ ગુણ નથી,

(પત્રાંક
૧૭
ચાલુ)

હું તો દોષથી જ પરિપૂર્ણ છું; અને પ્રાણાધિકે, તમે તો સર્વગુણસંપન્ન ગુણમયી છો. જે પુષ્પમાં મધુ નથી તે પુષ્પમાં ગંધ પણ નથી, તેથી કરીને તે પુષ્પ કોઈ ચાહતું નથી અને પૂજા, ઇત્યાદિ કોઇ પણ કાર્યમાં કામ લાગતું નથી. પરંતુ પ્રિયે, જે પુષ્પો મધુથી ભરેલાં હોય છે તે સર્વેને પ્રિય હોય છે અને સર્વે તેવાં પુષ્પોને મેળવવા માગે છે. મનુષ્યોમાં પણ ઠીક તે જ પ્રમાણે છે; જેઓમાં ગુણ છે તેઓને બધાંએ પ્રેમ કરે છે અને બધાં જ તેઓને માગે છે. હવે મને લાગે છે કે તમને હું આટલો બધો કાં ચાહું છું, તે તમને સમજવાને કાંઇ બાકી રહ્યું નથી. રૂપમાં પશુઓ અને ગુણમાં દેવતાગણ મુગ્ધ થાય છે. રૂપમાં મુગ્ધ થવાનું ફલ ડગલે ડગલે વિપદ્, અને ગુણમાં મુગ્ધ થવાનું ફલ અનન્ત સુખ અને અનન્ત આરામ. જેઓ રૂપમાં મુગ્ધ થાય છે તેઓ જ બદ્ધ જીવ હોય છે. પ્રિયે, જીવના (મનુષ્યના) ગુણો જ તો તેનું ખરેખરૂં રૂપ છે. જેને ગુણ છે તેના જેવો બીજો રૂપવાન્ અથવા તેના જેવી બીજી રૂપવતી આ જગત્માં નથી. આ એક સૂક્ષ્મ વાત તમને કહી રાખું છું. હમેશાં તે સ્મરણમાં રાખજો, હમેશાં તેનો વિચાર કરજો. જુઓ, કૃષ્ણના રૂપમાં ચંદ્રાવલી વશ હતાં અને ગુણમાં શ્રીમતી રાધિકા વશ હતાં; હવે જાણ્યું કે બંનેમાં કેટલો બધો ફરક? જવા દો એ બધી વાત, વધુ

પત્રાંક
૧૭
(ચાલુ)

ન કહેતાં પડતી મૂકવી જ સારી છે. જેનો જેવો મત તે તે પ્રમાણે કરશે. છતાંએ આટલું તો કહું છું, કે રૂપથી લાલસા વધે છે—અને ગુણોથી રતિ-પ્રેમની વૃદ્ધિ થાય છે. હવે હું અસંબદ્ધ વાતો કરવા લાગ્યો. તમે પણ કદાચ મને પાગલ ગણશો. હવે આ જ પ્રાર્થના કે મારો અપરાધ ભૂલી જાઓ અને મને ક્ષમા કરો.

તમારોજ

હું





પત્રાંક ૧૮

પ્રાણ પ્રિયતમે !

તમે લખો છો તે જો સત્ય હોય તો પછી તમારૂં કષ્ટ વૃથા છે અને હું પણ સંતુષ્ટ થયો છું. જવા દો, એ બધું પડતું મેલો; આજે ઘણા દિવસો પછી મેં પાછો દેખાવ દીધો; મને લાગે છે કે ભૂલી ગયાં છો. તેમ કરી શકયાં છો કે? ભૂલી જવું તેમાં જ મજાહ છે, ભૂલી જવું તેમાં જ સુખ છે. લોકો બોલે છે તે શું સાંભળ્યું નથી—" મર્યો કે હાશ! છૂટયો!" શા વાસ્તે તેઓ આ પ્રમાણે બોલે છે તે જાણો છો? મર્યાથી જ બધું ભૂલી જવાય છે, કાંઈ પણ પાછું મનમાં રહેતું નથી. માન, અપમાન, સુખ, દુઃખ પોતાનાં, પારકાં, ઇત્યાદિ બધુંએ ભૂલી જવાય છે. કેવી મજાહ! માટે જ તો મેં પૂછ્યું કે તમે તેમ કરી શકયાં છો કે? ભૂલી જવામાં મજાહ

પત્રાંક
૧૮
(ચાલુ)

છે તેથી જ તો શિવ સર્વે દેવતાઓ કરતાં વધારે મજાહમાં રહે છે; માટે કહું છું કે ભૂલી જાઓ. તમને લોકોને કહું છું કે "ભૂલી જાઓ," પરંતુ હું પોતે તો તેમ કરવાને અસમર્થ છું. "ભૂલી જાઉં," એમ વિચાર કરૂં છું પરંતુ કોઈ પણ પ્રકારે ભૂલી જઈ શકતો નથી. આમાં આશ્ચર્ય પામતાં નહિ, કારણ કે માટીનો એક ટૂકડો ગમે તેટલો કઠણ હોય છતાંએ પાણીમાં ગળી જઈ પાણી સાથે મળી જાય છે. પણ અમે તો બન્યા છીએ લોહ, પરંતુ પ્રાણાધિકે, તમે લોકો તો છો માટી; તમે લોકો તો વિના ક્લેશે કોઈ પણ કાર્ય કરી શકો તેમ છો પરંતુ અમે લોકો તો ઘણાએ પ્રયત્નો કરતાં છતાંએ તે કાર્ય કરી શકીએ તેમ નથી. પુરુષ અને સ્ત્રીમાં આ જ પ્રભેદ છે. જવા દો, સ્ત્રી પુરુષ વચ્ચે વળી ઝગડો લગાડી આપવો તેમાં સાર નથી. જુઓ પ્રિયે, જો કોઈ પાપ કરે અને બીજાઓ તે પાપની વાતો કરે તો જેઓ તેની વાતો કરે છે તેઓ પણ પાપી થાય છે. કાં થાય છે, કહો વારુ? ધ્રુવ અથવા પ્રહ્લાદની કથા સાંભળ્યાથી પુણ્ય કાં થાય છે, કહો વારુ? સાવિત્રીની કથા સાંભળ્યાથી પાપ દૂર કાં થાય છે, કહો વારુ? કારણ કે તેઓ સર્વદા જ પવિત્ર છે, તેઓનાં અનેક કર્મો પણ પવિત્ર છે; તેથી કરીને તેઓની કથા સાંભળ્યાથી જ તેઓને અનેક કર્મો

પત્રાંક ૧૮ (ચાલુ)

કરવાનું થયું કે નહિ? તેમ જો થયું હોત નહિ તો પછી તેઓમાં ધર્મનો સંચાર ક્યાંથી થયો? તેમ જો થયું હોત નહિ તો પછી તેઓ પવિત્ર ક્યાંથી થયાં? તેથી જ તો એમ કહેવાય છે કે નિંદકો સાધુપુરુષોને શુદ્ધ કરે છે; કારણ કે તેઓ નિન્દા કરી સાધુપુરુષોના શરીરમાંથી સમસ્ત પાપો ખેંચી લે છે અને પોતે જ પાપી થાય છે અને સાધુપુરુષો પવિત્ર થઈ જાય છે. માટે કહું છું કે પ્રિયે, કદિએ કોઈના પણ પાપની વાતો કરતાં નહિ, મનમાં ને મનમાં તેનો વિચાર સુદ્ધાંએ કરતાં નહિ. ઉલટું જો કોઈએ પાપકર્મ કર્યું હોય અને તેવા માણસનું જો કાંઈ સારૂં કૃત્ય નજરે પડે તો તે સારાં કૃત્યની જ વાતો કરજો, તે સારાં કૃત્યનો જ મનમાં ને મનમાં વિચાર કરજો; તેમ થવાથી તમે પવિત્ર થશો, પરમ પવિત્ર શ્રીકૃષ્ણનાં પ્રિયા થઈ શકશો અને દિન પ્રતિ દિન સંસારમાં સુખી થઈ શકશો. જેઓ બીજાનાં છિદ્રો જોતાં ફરે છે અથવા તો મનમાં ને મનમાં તેનું સ્મરણ કર્યા કરે છે તેઓને કૃષ્ણ કદિ પણ પોતાના પરિવારમાં લેતા નથી. માટે કહું છું કે કૃષ્ણના પરિવાર થવા ચાહતાં હો તો બીજાનાં પાપોની વાતો કદિ પણ ધ્યાનમાં લેતાં નહિ; ઉલટું તમારા પોતાના દોષો સર્વદા જોતાં રહેજો. ધર્મસંચય કરવાનો આ જ સહજ ઉપાય છે. કેવલ પૂજા, પાઠ કે તીર્થદર્શન કર્યાથી જ કાંઈ ધર્મ થતો નથી તેમ જ

પત્રાંક
૧૮
(ચાલુ)

દાન કર્યાથી જ કાંઇ ધર્મ થતો નથી. જુઓને, જો કોઇ તમારી પાસે કાંઇ માગે અને તમે પણ તેને કાંઈ આપો પરંતુ મનમાં ને મનમાં વિચાર કરો કે "બેટો સાધુ તે ક્યાંનો, રાત પડતાં જ ચોરી કરશે અને દિવસના તો સાધુ," તો પછી તમારા દાનથી શું ફળ મળ્યું? આપવા કરતાં ન આપવું તે જ સારૂં હતું. હું પાગલ માફક બકું છું, સાંભળી હસતાં નહિ. પણ મારી એટલી જ પ્રાર્થના છે કે એક વાર તમને કષ્ટ તો થશે પરંતુ જો એક વાર તમે જોશો, જો એક વાર તમે પ્રયત્ન કરશો તો જાણી શકશો કે તેમ કરવામાં કેટલું સુખ, કેટલો આનંદ છે; પાછું છોડી દેવાની ઇચ્છા થશે નહિ અને ત્યારે જાણુશો કે તેમાં શી મજાહ છે. અને એક દિવસ મનુષ્ય તે જાણી શકશે ખરો, પરંતુ તે સમયે બીજો કોઇ આરો રહેશે નહિ; તે દિવસે હાથ, પગ, આંખ, કાન બધુંએ હશે ખરૂં, પરંતુ તેઓ કાંઇ પણ કાર્ય કરવાનાં નથી; જે દિવસે મનુષ્ય મધ્ય સ્થલમાં ઊભો રહ્યો હશે અને એક બાજુએ મા, બાપ, ભાઈ, પુત્ર, કન્યા, ઇત્યાદિ બધાં તેનાં નિજજનો અને માયા મમતાનાં તેનાં ઘર, વાડી, ઇત્યાદિ હશે અને બીજી બાજુએ તેને લઈ જવાને માટે છટપટ કરતી યમદૂતની મૂર્તિ અને તેનો કર્કશ સ્વર હશે—તે દિવસ; પરંતુ પ્રિયે, તે દિવસે કોઇની સત્તા ચાલવાની નથી, બધુંએ

પત્રાંક
૧૮
(ચાલુ)

અટકી પડશે. માટે કહું છું કે તે દિવસ અતિ ભયાનક દિવસ છે. કોઈનો કયારે તે દિવસ આવી પહોંચશે તે કહી શકાય નહિ પણ આવશે તો ખરો જ. માટે આવતાં પહેલાં જ પ્રયત્ન કરો. પોતાના પરિવારમાં મુગ્ધ ન થતાં પોતાના તે ધન કૃષ્ણરત્નમાં મન લગાડો, અને તેમ કર્યાથી તમને સુખની પ્રાપ્તિ થશે.

તમારો

હરનાથ



પત્રાંક
૧૯
(ચાલુ)





પ્રાણ પ્રિયતમે!

હું મનમાં ને મનમાં જે કાંઈ પણ વિચાર કરું છું કે તે ક્ષણે જ તે જ તમે કરો છો અને જે વાત તમને બોલવા હું મનમાં ધારું છું, વાતોમાં તે જ વાત તમે કરો છો; માટે જ તો હું તમને આટલો બધો ચાહું છું. કૃષ્ણ હજી પણ તમારું મન અને મારું મન વધારે એક કરે. પ્રિયે, બેના એક થયા વગર તે સ્થાનમાં જવાનો અધિકાર નથી. એકલું કોઇને કદિ પણ જવા મળતું નથી. આ વાત સાંભળીને કદાચ તમે એમ ધારશો કે તો પછી જેઓએ કદિ વિવાહ કર્યો નથી અને જેઓ જીંદગી પર્યંત એકલાં જ હોય છે, તેઓને તો જવા મળશે નહિ, પ્રયત્ન કર્યા છતાંએ તેઓને તો જવા મળશે નહિ. પરંતુ પ્રિયે, તેમ નથી. તેમાં ફેર આ જ છે—એક સહજ અને

પત્રાંક
૧૯
(ચાલુ)

બીજું કષ્ટકર. એકલું જવું હોય તો અનેક સાધનની, અનેક તપસ્યાની, અનેક ભજનબલની જરૂર પડે છે; પરંતુ બેના એક થયેથી તે અતિ સહજ થઇ પડે છે. તમે સાંભળ્યું તો છે કે અગસ્ત્ય ઇત્યાદિ મહા મહા ઋષિગણ જે આશ્રમમાં વાસ કરતા હતા તે આશ્રમનાં સર્વે વૃક્ષો કલ્પ વૃક્ષો હતાં; આંબાના વૃક્ષ ઉપર કેરી, ફણસ, ઇત્યાદિ બધાંએ ફળો ફળતાં હતાં. એ ઋષિગણ જે વૃક્ષની નિકટ જે ફળની ભિક્ષા માગતાં'તા તે વૃક્ષેથી તે જ ફળ તેઓને મળતાં હતાં. આ બધું ઉગ્ર તપના ફલથી થતું હતું, પરંતુ આજકાલ ઘણાઓએ જોયું છે, અગર તો સાંભળ્યું છે કે કલમ બાંધ્યાથી એક વૃક્ષ ઉપર અનેક રકમનાં ફૂલો ફૂટે છે; એક જ વૃક્ષની એક બાજુએ એક જાતનાં અને બીજી બાજુએ બીજી જાતનાં ફળો ફળે છે. આ બંનેમાં તફાવત જુઓ; એક કેટલું કષ્ટકર છે અને બીજું કેટલું સહજ છે? તે જ પ્રમાણે જેઓ એકલા છે તેઓએ બહુ કષ્ટ વેઠી પોતાના બે ભાગ કરી અન્યોન્યને ચાહતાં શીખવું જોઇએ. હવે જુઓ કે એક પ્રાણના બે ભાગ કરવા એ કેટલું કષ્ટકર છે? તેમાં બીજી પણ એક કઠણ વાત છે; આ બંને ભાગો—તેમાંના એક ભાગને પુરુષ અને બીજા ભાગને પ્રકૃતિ કરવી જોઇએ; હવે કહો વારુ, આ કેટલું કઠણ છે? પરંતુ જેઓ એક ન હોઈ ભાગ્યવશાત્ બે થયા છે તેઓને પક્ષે આ

પત્રાંક ૧૯ (ચાલુ)

કેટલું સહજ છે? કેટલા જલદીથી તેઓ નિત્યધામે જઇ શકે તેમ છે, કેટલા જલદીથી તેઓ કૃષ્ણકૃપા મેળવી શકે તેમ છે? આ જગોએ તમને મનમાં એમ થશે કે ત્યારે તો જેઓએ વિવાહ કર્યો છે તેઓને જ કૃષ્ણપ્રાપ્તિ થાય છે, પરંતુ પ્રિયે, તેમ નથી. વિવાહ કર્યાથી જુગલ થવાય છે ખરૂં, પરંતુ ક્યાં છે? જુગલ તો એક થતા નથી. જુગલ જુગલ જ રહે છે. આ જુગલને એક થયા વગર નિત્ય ધામમાં જવા મળતું નથી. મને લાગે છે કે હવે તમને એવો વિચાર આવશે કે એના એક તે શું કર્યાથી થવાય? આ જ તો સાધન છે, આ જ તો ભજન છે. એના એક થવું હોય તો પરસ્પર પરસ્પરને પ્રાણ ખોલીને પ્રેમ કરવો જોઇએ, સ્વાર્થ ત્યાગ કરવો જોઇએ, કપટતા છોડી સરલ થવું જોઇએ, પરસ્પર પરસ્પરને વિષે સદાએ ચિંતન કરવું જોઇએ અને તેની સાથે સાથે પ્રાણપતિ રાધાકૃષ્ણનું ધ્યાન કરી મિલનને માટે પ્રાર્થના કરવી જોઇએ. આ પ્રકાર અભ્યાસ કરતાં કરતાં પ્રાણમાં એક અપૂર્વ આનંદનો ઉદય થશે. તે સમયે પછી શું થશે તે વિષે લખવું તે કોઇને પણ સાધ્ય નથી. તે તો ભોગની વસ્તુ છે, તે તો અનુભવની વસ્તુ છે, તે લખવાની કે કહેવાની વસ્તુ નથી. જેઓ ભાગ્યવાન્ છે, જેઓ પ્રતિ કૃષ્ણે મુખ ઉંચું કરી દૃષ્ટિ કરી છે, તેઓ જ જાણે છે. **ચંડીદાસ** અને રજકિની એ

પત્રાંક ૧૯ (ચાલુ)

બન્ને એક થઇ ગયાં છે, તેઓએ જ જાણ્યું છે. જયદેવ અને પદ્માવતી એ બન્ને પણ એક થઇ ગયાં છે, તેઓએ જ જાણ્યું હતું. આવા કેટલાએ સેંકડો આ સંસારમાં છે તે નક્કી કરવાનું કોઇને સાધ્ય નથી. કારણ કે તમે જાણો છો તેમ "દેવોની શક્તિ નથી કે વૈષ્ણવ કાઢે ઓળખી"; છતાંએ જેઓ તે ઘરના છે, તે પરિવાર માંહેલા છે તેઓ જ ઓળખી શકે છે, તેઓ જ જોઇ શકે છે; બીજાને પક્ષે તે અસાધ્ય છે. જુઓને, બજારમાં કોઇ તમને ઓળખી શકે છે ખરું? તેઓ તો નિકટમાં રહ્યા છે છતાંએ તમને ઓળખવાની શક્તિ નથી; પરંતુ જુઓ, હું આટલો દૂર રહ્યો છું છતાંએ હું તમને ઓળખી શકું છું કારણ કે હું તમારા ઘરનો માણસ છું. કૃષ્ણના પરિવારમાં પણ આ જ નિયમ છે; જે એ પરિવારમાંનો એક થઈ શક્યો છે તે સકલને ઓળખી શક્યો છે; જે પ્રમાણે નવીન વહુ ઘરમાં આવી પરિવારમાંનાં બધાંને ઓળખી લે છે તે પ્રમાણે. હું જાણતો નથી કે કૃષ્ણ પોતાના પરિવારમાં અમારી ગણના કરશે કે નહિ? તે સુખ અમને મળશે કે નહિ? પ્રિયે, જે પ્રમાણે કાળી, ચપટા નાકવાળી, કે રોગી કોઈ કન્યા સાથે કોઈ પણ સંબંધ બાંધવા ચાહતું નથી તે પ્રમાણે પાપી, કપટી, સ્વાર્થપરાયણ, બહિર્મુખ, અને જેના પર વિશ્વાસ રાખી શકાય નહિ તેવાઓને કૃષ્ણ પોતાના

પત્રાંક
૧૯
(ચાલુ)

પરિવાર મધ્યે સ્થાન આપતા નથી. તમે પ્રયત્ન કરી સફેદ કાચની માફક સ્વચ્છ અને ધ્રુવની માફક વિશ્વાસી થાઓ, કૃષ્ણ આપણને પોતાના કરી લેશે. આપણું મન પવિત્ર અને નિર્મલ થાઓ, આપણું મન સરલ થાઓ, આપણું મન આપણા પોતાના દુઃખની માફક બીજાનું દુઃખ જોવા શીખે. આપણા મનનું આવરણ કરનારાં વસ્ત્રોનું કૃષ્ણ હરણ કરે, આપણને સીધે રસ્તે લઇ ચાલે.

તમારો

દેર





પત્રાંક ૨૦

પ્રાણ પ્રિયતમે !

મારા હાથમાં તમારો એક પત્ર આવ્યો છે અને તમારા હાથમાં મારો પણ એક પત્ર આવ્યો છે તેથી કરીને ઝગડો શરૂ થયો છે. તમે ધારો છો કે તમને ઉત્તર મળશે અને હું ધારૂં છું કે મને ઉત્તર મળશે; આ વિવાદમાં ને વિવાદમાં પત્ર લખતાં વિલંબ થયો. આજે મેં જ મારી હાર સ્વીકારી છે. તમારા લોકોનો જય ચિરકાલ જ છે અને અમે લોકો ચિરદિન પરાજિત થઇને તમારા લોકોનું દાસત્વ કરીએ છીએ. તમારા લોકોનો જય તે વેદનું વાક્ય છે; કોને સાધ્ય છે કે તેનું ખંડન કરે ? કૃષ્ણ જેઓ વેદના વેદ છે, ઇશ્વિરના ઇશ્વિર છે, તેઓ સ્વયમ્ હારી જઇને જગતને આ દેખાડી ગયા છે. તેમની હાર કેવલ માત્ર લોકશિક્ષા આપવા માટે જ. " પોતે

પત્રાંક
૨૦
(ચાલુ)

આચરી ધર્મ, જીવોને શીખવે." માટે કહું છું કે તમારા લોકોનો જય ચિરદિનને માટે નિશ્ચિત છે અને રહેશે. તુલસી પ્રમાણે તમારા લોકોમાં કોઈ નાનું અથવા મોટું નથી, તમે લોકો બધાંએ સમાન છો, બધાંએ એક જ છો. "ભેંસના શિંગડાં વાંકાં પણ લડવા સમયે એક સમાન". તમે લોકોજ તમારા લોકોનાં ગુણ અને મમતા જાણો છો અને જેને જણાવો છો તે જ જાણે છે. મને જે અગાધ સમુદ્રમાં ડૂબાડી દીધો છે તેમાંથી હું કેમ કરી ઊઠીશ તે હું જાણતો નથી; સદાએ મને ભય રહે છે કે રખે પાછો તળીએ જાઉં. આમાં આવું કષ્ટ છે તે જો હું જાણત તો હું ઝંપલાવત નહિ. અગ્નિથી મનુષ્ય દાઝે છે; અગ્નિ બુઝાઇ જાય છે ખરો, પરંતુ તેનાથી થએલી જ્વાલા જંત્રણા રહી જાય છે. તે જ પ્રમાણે મનુષ્ય ચાલી જાય છે ખરો પરંતુ સ્મૃતિ કેવલ યાતના આપતી રહે છે. જો મનુષ્યની સાથે સાથે તેની સ્મૃતિ પણ ચાલી જતી હોત તો પછી કાંઇ પણ કષ્ટ રહેત નહિ. દેહરૂપી પ્રતિમાના વિસર્જનની સાથે સાથે સઘળું દુઃખ શાંત થઈ જાત. સ્મૃતિ જ કષ્ટનું મૂલ છે. જુઓ, ક્યાં તમે છો અને ક્યાં હું છું! પરંતુ બળી રાંડ સ્મૃતિ જ મનમાં રહીને સદાએ યાતના આપ્યા કરે છે. જ્યારે હું તમારી નિકટમાં હતો ત્યારે તમે મારી બહાર હતાં

પત્રાંક
૨૦
(ચાલુ)

પરંતુ જેવો હું અત્રે આટલે દૂર ચાલી આવ્યો કે તરત જ તમે મારૂં સઘળુંજ હૃદય અધિકાર કરી લીધું છે. આ રૂપજ શ્રીગૌરાંગનું રૂપ છે; અન્તરમાં રાધા, અને બહાર કૃષ્ણ; અન્તરમાં પ્રકૃતિ, બહાર પુરુષ. રાધાના વિરહથી વ્યાકુલ થઈને જ કૃષ્ણ મારા ગૌર થયા હતા. આ કારણને લીધે જ ગૌરનાં નેત્રો સદાએ અશ્રુપૂર્ણ હતાં. ગમે તેમ હોય પણ હવે વધુ ભય દેખાડો નહિ. એક તો સમુદ્ર અગાધ અને અપાર છે તેમાં વળી તુફાન ઉઠાડતાં નહિ; તમે સ્થિર થાઓ અને મને સ્થિર કરો, થોડો વખત મને વિશ્રામ કરવા દો. વધુ કાંઈ લખીશ નહિ, મનમાં સમજી જઈ મને અભય આપો.

તમારો પત્ર ઠીક નરમ ગરમ છે, કોઈ જગોએ નચાવે છે તો કોઈ જગોએ વળી રડાવે પણ છે. તમારી ઉપર ઓચિંતુ જાણે કે કોઈ સંકટ આવી પડ્યું છે અને તમારૂં શરીર પણ સારૂં નથી એમ ગઈ કાલે મને અન્તરમાં થઈ આવ્યું. ગમે તેમ હોય, પણ તમે કેમ છો તે સવિસ્તર લખજો. મા ગયાથી સંસારના બાર આના બંધનો તો તૂટી ગયાં છે, જે કાંઈ બાકી રહ્યાં છે તે પણ જો તમારી ઇચ્છા હોય તો તોડી નાખો તો હું પણ નિશ્ચિંત થાઉં. જ્યારથી તે આનન્દમયી સાક્ષાત્ લક્ષ્મીરૂપિણી મા ચાલ્યાં ગયાં છે ત્યારથી તેઓની પાછળ શાન્તિ, સુખ,

પત્રાંક
૨૦
(ચાલુ)

બધુંએ ચાલ્યું ગયું છે. ઘર હવે શૂન્ય થઇ પડયું છે, તેના પ્રતિ હવે ખેંચાણ શાને? ગમે તેમ હોય, પણ જ્યાં સુધી ચલાય ત્યાં સુધી ઠીક આનન્દમાં અને સુખમાં ચાલજો, કોઇ પણ પ્રકારે અધિક વ્યાકુલ થતાં નહિ. જે દિવસ જાય છે તે સુખમાં કાઢવાનો પ્રયત્ન કરો, કોઈ પણ પ્રકારે તમારૂં મન ખરાબ કરતાં નહિ. સામાન્ય સામાન્ય કષ્ટ અને વિપત્તિમાં વ્યાકુલ થતાં નહિ. વિપત્તિ પણ જેની ઇચ્છાથી આવે છે, સંપત્તિ પણ તે જ એક કૃષ્ણની ઇચ્છાથી આવે છે, તો પછી ભય શાને? કોઈ પણ રીતે વ્યાકુલ થતાં નહિ. આ સંસાર કાંઈ ચિરદિન રહેવા વાસ્તે નથી, આજે છીએ અને કાલે કાં તો ચાલ્યું જવું પડશે, તો પછી શા વાસ્તે લોકોની સાથે નાહકનો ઝગડો કરી મરવું? બધાંને પોતિકાં જન ગણી સુખમાં કાલ નિર્ગમન કરવા પ્રયત્ન કરવો એ જ ઉચિત છે. જે મનુષ્ય આ મિથ્યા સંસારને અને સંસારની વસ્તુઓને પોતિકું પોતિકું કરી ગણશે, જવાને સમયે તેને જ વધુ કષ્ટ થશે. માટે કહું છું કે પોતિકું પોતિકું કરવાનું ભૂલી જવું એ જ બધી રીતે સારૂં અને ઉચિત છે. તમે પણ તે જ પ્રમાણે પ્રયત્ન કરજો, વિના કારણે મનને ખરાબ કરતાં નહિ. અનેક પાપો કર્યાથી સંસારમાં આવીને આટલાં કષ્ટો તો ભોગવીએ છીએ તો વળી પાછાં શા વાસ્તે એવાં કર્મો કરી

પત્રાંક
૨૦
(ચાલુ)

જવાં કે જેથી કરીને ફરી પાછું કષ્ટ ભોગવવું પડે? હવે એક માત્ર તે કરુણામય કૃષ્ણની ઉપર નિર્ભર કરી આનન્દમાં કાલ નિર્ગમન કરો. કૃષ્ણ સિવાય આપણા પોતિકા કહી શકાય એવું બીજું કોઇએ નથી; પ્રાણ અને મન લગાડી તેને જ પ્રેમ કરો. આ બે દિવસના સંબંધમાં રચ્યાપચ્યાં રહી ભ્રમમાં રહેતાં નહિ. કૃષ્ણને ભૂલ્યાથી જ ડગલે ને પગલે વિપદ્ આવી પડે છે. નજર સામે જોઉં છું કે રોજ રોજ કેટલાંએ લોકો પોતાના નિજજનને છોડી ચાલ્યાં જાય છે, એક વાર ચાલ્યા ગયા પછી પાછું કોઈ કોઇને વાસ્તે પણ વિચાર કરતું નથી ત્યારે બધાંએ ભૂલી જાય છે. રોજ રોજ જોતાં છતાંએ આપણે સમજતાં નથી; આજ તો માયા—મહા અંધકાર. કોઇને પણ વિષે ઉદ્વિગ્ન થતાં નહિ; બધાંએ પોતપોતાનું કર્મ લઇને આવ્યાં છે, કર્મ કરીને ચાલ્યાં જશે, કોઈ કોઇને માટે રોકાતું નથી. સકલ સમયના સાથી તો કેવલ તે કૃષ્ણ છે, આપણે ભૂલી ગયાં છતાંએ તેઓ આપણને ભૂલતા નથી. આવા દયામયને છોડીને બીજા કોને પ્રેમ કરશો? કશી પણ ચિંતા કરતાં નહિ. નિશ્ચિંત મને ઇષ્ટનું ચિંતન કરો. આજ કાલ **શ્યામને** ફૂલની માળા ધરાવો છો કે નહિ? આજકાલ **શ્યામના** ભોગને માટે બેએક પાકેલી કેરીઓ મળે છે કે નહિ? મારી ઇચ્છા થાય છે કે એક વાર દોડી જઈ

પત્રાંક
૨૦
(ચાલુ)

## શ્રીકુસુમકુમારી દેવી પ્રતિ

જોઈ આવું. નવીન બગીચાની કેરીઓ ગિરીશની માને સારી પેઠે ખવાડજો, તેમ થયાથી મારાં મા સંતુષ્ટ થશે. થોડા દહાડા પૂર્વે મને એક સ્વપ્ન આવ્યું હતું તેમાં મા મને એ વિષે કહી ગયાં. ભૂલતાં નહિ, તેનું જતન કરજો. સ્વપ્નની વાતને લીધે આ ખોટું સમજતાં નહિ. મા મરી ગયાં નથી, તેઓ સદાએ નિકટમાં રહ્યાં છે. આજ કાલ **શ્યામ**ની સેવા અનેક વધી પડી છે, માટે વધું કંટાળો આપીશ નહિ. આ ચાલ્યો. કહ્યું તે ધ્યાનમાં રાખજો, ભૂલમાં રહેતાં નહિ. માટે કહું છું કે મારે માટે કાળજી કરતા નહિ; હું સારો છું.

તમારો

રનાદે





પત્રાંક
૨૧

**પ્રાણ પ્રિયતમે!**

તમારો પત્ર મળ્યો છે. આજ કાલ **શ્યામ**ને લઈને સુખમાં છો સાંભળી બહુ જ આનન્દિત થયો છું. આ રીતે **શ્યામ**ને જો બારેમાસ રાખી શકશો તો પછી કોઈ કષ્ટ રહેશે નહિ, બધીએ જ્વાલા જંત્રણા ભૂલી જઈ શકશો. તો પછી શા વાસ્તે **શ્યામ**ને તમારા પોતાના કરી લેવા પ્રયત્ન કરતાં નથી? **શ્યામ** તો સર્વના જ છે, જે **શ્યામ**ને ચાહે છે, **શ્યામ** પણ તેને ચાહે છે. માટે કહું છું કે **શ્યામ**ને નિજના કરી લેવાનો પ્રયત્ન કરો. **શ્યામ** નિજના થયા કે પછી તેમને જ્યારે અને જે કાંઈ પણ કહેશો કે તરત જ તે વાત તેઓ સાંભળશે. મનુષ્યને પ્રેમ કરીને કેટલું કષ્ટ ભોગવવું પડે છે તે તો તમે સારી રીતે જાણો છોને? તમને આ વાત બહુ સમજાવવાની હોય નહિ. માટે કહું

પત્રાંક
૨૧
(ચાલુ)

છું કે પ્રાણપ્રિયે, મનુષ્યને ભૂલી જાઓ અને **શ્યામ**ને પ્રેમ કરો. મન અને પ્રાણ અર્પી તેમને પ્રેમ કરો, તેઓ પણ તમને પોતાનાં મન અને પ્રાણ આપી પ્રેમ કરશે; બારેમાસ તમારી નિકટમાં જ રહી કેટલીએ પ્રકારનાં પ્રેમ અને આદર અને જતન કરશે. **શ્યામ**ની માફક પ્રેમ કરતાં બીજું કોણ જાણે છે? જે પોતાનો પ્રેમ દેખાડવા માટે ગોલોક છોડી મનુષ્યોમાં મનુષ્ય થઇને આવે છે અને જે પ્રેમ કરીને જાય છે તેમ જ પ્રેમ શીખવીને પણ જાય છે તે પ્રેમ કરતાં કેટલું બધું જાણે છે તે કહો વારુ? તે સિવાય તેમના પ્રેમનો એક બીજો ગુણ એવો છે કે તે પ્રેમ બે દિવસનો નથી, તે પ્રેમ આજે છે અને કાલે નથી એવો નથી, તે પ્રેમ ચિરદિન રહે તેવો અને નિત્યનૂતન છે. તે પ્રેમ મનુષ્યના પ્રેમની માફક કદિ પણ પુરાણો થતો નથી. માટે જ મારી ઇચ્છા એવી છે કે મનુષ્યનો પ્રેમ ભૂલી જાઓ અને **શ્યામ**નો પ્રેમ મેળવવા શીખો. **શ્યામ** પ્રેમ કરતાં એટલું બધું જાણે છે કે પોતાનો તે પ્રેમ દેખાડવા માટે પ્રેમલિપ્ત થઈ રડી રડીને પોતાના પ્રેમનું દેવું ચુકવતાં લોકોને દ્વારે દ્વારે ભટકે છે. કહો વારુ, તેઓ પ્રેમ કરતાં કેટલું બધું જાણે છે? તેમના પ્રેમના ખેંચાણથી મા ખોળા ઉપરના પોતાના બચ્ચાને પડતું મૂકી ચાલી નીકળે છે, સ્ત્રી સ્વામીને છોડી ચાલી નીકળે છે. તેમના પ્રેમમાં બધાએ જીવો

પત્રાંક
૨૧
(ચાલુ)

મોહિત થાય છે. તમે તો સારી પેઠે જાણો છો કે જેને પ્રેમ કરવામાં આવે છે તેનું નામ સાંભળતાં, લેતાં અને મનમાં ને મનમાં તેનો વિચાર કરતાં પણ કેટલો બધો આનંદ થાય છે. મનુષ્યને પ્રેમ કરવામાં તેનું નામ લેવાનો ચાલ હોતો નથી પરંતુ **શ્યામ** એવા દયામય છે કે આપણને પ્રેમ કરવાની રજા આપી છે એટલું જ નહિ પણ તેમનું મધુર નામ લેવામાં પણ નિષેધ કરતાં નથી. કહો વારુ, આ રીતે પ્રેમ કરતાં કોણ જાણે છે? માટે કહું છું કે મનુષ્યને ભૂલી **શ્યામ**ને ધરો, ચિરકાલ સુખમાં રહેશો. પેટ ભરીને ખાવા મળશે: અંગ ભરીને ઘરેણાં પહેરી શકશો; પ્રાણ ભરીને પ્રેમ કરવા મળશે; અને નયન ભરીને નિહાળવા મળશે. તેમને પ્રેમ કર્યાથી તેઓ એક તલમાત્રને વાસ્તે હૃદય છોડી ક્યાંય પણ રહેવાના નથી. સદાએ તમારા હૃદયમાં બિરાજતા રહેશે. એક વાર વિચાર કરી જુઓને કે તેમાં તમને કેટલો આનંદ અને કેટલો આરામ મળશે? **શ્યામ**માં બધાએ ગુણો છે—એક દોષ પણ છે—તેઓ કાળા અને કુટિલ છે. પણ સરલ મનુષ્યોની પાસે રહેતાં તેઓ પણ સરલ થઇ જશે; અને સુન્દરીઓની પાસે રહીને સુન્દર થઇ જશે. કેટલાએ લોકો કાળા હોય છે, તેથી કરીને તેઓને શું કોઇ ફેંકી દે છે? નીલકાન્તમણી તો કાળું હોય છે, તેથી કરીને તેનો આદર શું ઘટે છે? **શ્યામ** કાળા લોકોની પાસે

પત્રાંક
૨૧
(ચાલુ)

કાળા, સુન્દરની પાસે બહુજ સુન્દર હોય છે. **શ્યામ** વાંકાની પાસે વાંકા અને સરલની પાસે બહુ જ સરલ હોય છે. માટે કહું છું કે **શ્યામને** પ્રેમ કરો અને મનુષ્યને ભૂલી જાઓ. આ **શ્યામને** મેળવીને તો મારાં વ્રજનાં મા મારી ઉપરનો પ્રેમ ભૂલી જઇ ચાલ્યાં ગયાં છે. હું પ્રેમ કરતાં શું જાણું છું કે તેઓને ધરી રાખત? મા આમ કરીને ચાલ્યાં જશે તે જો જાણ્યું હોત તો કદિ પણ તેઓને "મા" કહીને બોલાવત નહિ. "મા" કહેવાનું સુખ જે પ્રમાણે મેં મેળવ્યું છે તે પ્રમાણે બીજા કોઇએ પણ મેળવ્યું નથી. હવેથી કોઇને પણ "મા" કહીશ નહિ. મારાં મા થઇને કોઇએ કદિ પણ સુખ મેળવ્યું નથી. મારા જેવું ફૂટેલું નસીબ બીજા કોનું છે? આવું ભાગ્ય લઇ શા વાસ્તે હું સંસારમાં આવ્યો છું તે હું કહી શકતો નથી. મને જે કોઇ સ્થાનમાંના જે કોઈ પણ પ્રેમ કરે છે તેઓ કેવલ રડે છે, તેઓને હસવાનો અવકાશ મળતો નથી. સર્વેને કહી દ્યો કે હવેથી મને કોઇ પ્રેમ કરે નહિ. મારું સુખ જોતાંવેંત જ રડવું આવે એવું મારું અહલમ છે. મને કોઇએ પ્રેમ કરવો નહિ. જો કોઈ મને પ્રેમ કરવા માગે તો તેને મના કરી દેજો. હવે બધું કાંઇ ભૂલી જઈ **શ્યામની** સંગે પ્રેમ કરો, સુખમાં રહેશો. તમે મોકલેલાં ચરણ-તુલસી મળ્યાથી હું આનન્દિત થયો છું; તમારી

પત્રાંક
૨૧
(ચાલુ)

આવી દયા ચિરદિન રહે. **શ્યામ**ની પાસે રડતાં નહિ, **શ્યામ** રડવાનું સહન કરી શકતા નથી. જે સ્થાનમાં તેઓને આનંદ મળે છે તે જ સ્થાનમાં તેઓને રહેવા ગમે છે અને તેઓ રહે છે. માટે કહું છું કે જો તમે તે સદાનન્દ પુરુષની સંગે પ્રેમ કરવા ચાહતાં હો તો પછી તમે પણ સદાનન્દમાં રહો. તેઓને લોકોનું રડવું પણ ગમે છે, પરંતુ તે રડવું કાંઇ દુઃખનું રડવું નથી, તે રડવું તો પ્રેમનું રડવું છે. તેઓ તો જરાક વાંકા છે ને, તેથી તેઓને લોકોના હસવા કરતાં લોકોનું પ્રેમનું રડવું વધારે પ્રિય છે, બીજી જાતનું રડવું તેઓ જોઈ શકતા નથી. આ વાત તમારા હૃદય-યંત્રને પૂછી જોવાથી તમને ખબર પડશે કે હું મિથ્યાવાદી નથી. તમારૂં હૃદય-યંત્ર સત્ય વાત કરે છે, સત્ય વાત જાણે છે, તેથી જ તો તે વચમાં વચમાં આવી જાતનું રડે છે. તેનું રડવું જોઇને ઘણાએ રડે છે. તેને કહેજો કે મને ભૂલી જાય. તમારા હૃદય-યંત્રની કળ કદિ ચાલે છે, કદિ બંધ થઈ જાય છે. જે તે કળ ચલાવે છે તેનો જ આ બધો ખેલ છે. મારી ઇચ્છા એ જ છે કે તમારૂં હૃદય-યંત્ર બારેમાસ ચાલે અને એક સરખું ચાલે. મારા શુષ્ક પ્રેમથી તે યંત્રમાં તેલ લાગશે નહિ છતાંએ જો કામ આવતું હોય તો લગાડી જુઓ. મારો પ્રેમ તો જાડા ચીકણા તેલ જેવો છે; યંત્ર ચીટકી પડે ખરૂં, પરંતુ તેનો એક ગુણ પણ છે.

પત્રાંક
૨૧
(ચાલુ)

વાળને ચીકણા તો કરે છે પરંતુ તેના ફિક્કા રંગને દૂર કરી કાળા પણ બનાવે છે. તેથી કરીને વચ્ચે વચ્ચે ચીકણું તેલ લગાડવાથી, જો કે તળાવની માટીનો ખરચ તો થાય ખરો, પરંતુ વાળ કાળા પણ થાય. માટે જ તો સાહસ કરી મારો પ્રેમ તમારા યંત્રને વચ્ચે વચ્ચે આપવા માગું છું.

તમારો

દૈર





પત્રાંક ૨૨

પ્રાણ પ્રિયતમે !

આજે આષાઢ મહિનાની પહેલી તારીખ આવી પહોંચી અને હું પણ પાછો આવી પહોંચ્યો. તમારા એક પત્રની અંદર બે પત્રો મળ્યાથી મેં પોતે જ પોતાને ઘણો ધિક્કાર દીધો. ખરેખર જ મેં તમારા સરલ પ્રાણમાં આઘાત કર્યો છે, પણ હવે તેનું પ્રાયશ્ચિત પણ થઇ ચૂક્યું છે. તમે લોકો જગતનાં ભૂષણ છો તે હું ઘણા દિવસોથી જાણું છું અને આજે વળી પાછું સારી પેઠે જાણ્યું. તમે લોકોએ આ ભયાનક અને કષ્ટથી પરિપૂર્ણ સંસારને આનન્દમય કરીને રાખ્યો છે. એક પલકને માટે પણ જો તમારા લોકોની શક્તિ અંતર્હિત થાય તો આ સંસાર કદિ પણ ટકી શકે નહિ. પુરુષના ઉગ્રતેજથી કીટ, પતંગ પર્યંત સર્વે જીવો બળીને ભસ્મ થઈ જાય.

પત્રાંક
૨૨
(ચાલુ)

તમે લોકોએ તમારી કોમલતાએ કરીને આ ભયાનક પુરુષ-શક્તિને સમતોલ કરી રાખી છે અને તેથી કરીને જ આ વિશ્વ શાન્તિમાં રહ્યું છે. તમારા લોકોની લીલા અચિંત્ય છે; કોઇને ડૂબાડો છો, કોઇનિ તારો છો, તો કોઇને વળી કૃપા કરી તે ચિરશાન્તિમય વૃન્દાવનનો માર્ગ દેખાડી આપો છો. તમને લોકોને જેઓ ઓળખી શક્યા છે એવા લોકો બહુ જ વિરલ છે. તમારા લોકોની અપરૂપ માયા વટાવીને તમને લોકોને જેઓએ ઓળખ્યા છે તેઓએ બધુંએ ઓળખી લીધું છે; તેઓને પછી કશી ચિંતા નથી, તેઓ નિશ્ચિંત થયા છે. તમને લોકોને જેઓએ ઓળખ્યા છે તેઓએ ઇશ્વરને મેળવ્યા છે. હું કાયા, મન અને વાણીદ્વારા સદાએ પ્રાર્થના કરૂં છું કે હું તમારા લોકોનું સ્વરૂપ જાણી શકું. તમારા લોકોનું ઉપરનું આવરણ ખોલી દઇ તમારા લોકોના અન્તરનો ભાવ સમજી શકું. તમારા લોકોની સહાયતાથી તે નિત્ય ધામનો માર્ગ જોવા મળે. કદિ પણ તમારા લોકોનું બહારનું આવરણ જોઇ ચિરકાલ મોહિત થઈ આંધળાની માફક અથડાતો અથડાતો ભટકતો રહું નહિ. તમે લોકો કૃપા કરી મને તમારૂં સ્વરૂપ દેખાડી મારી ઉપર ઉપકાર કરો. પુરુષમાત્ર જ તમારા લોકોની અવકૃપાથી ચિરકાલ અંધ થઈ પોતાને ખોઈ બેસે છે; મારી પ્રાર્થના છે કે મારી ઉપર તમારા

પત્રાંક ૨૨ (ચાલુ)

લોકોની કદિ પણ અવકૃપા થાય નહિ. સદાએ તમારા લોકોની કૃપાનો પાત્ર થઇ તમારા જ ભાવમાં મુગ્ધ થઈ રહું; હું બહારનો ચળકાટ જોઇને કદિ પણ મુગ્ધ થાઉં નહિ. આ કઠણ પુરુષદેહમાં તમારા લોકોનો સરળતાથી ભરેલો કોમલભાવ ક્યારે પણ અનુભવ કરવા મળે. તમારા લોકોનો ભાવ આ દેહમાં માત્ર એક દિવસને માટે પણ જો આવિર્ભાવ થાય તો હું મારા સમસ્ત પૂર્વજો સહિત કૃતાર્થ થઇશ અને મારૂં જીવન સાર્થક થયું એમ માનીશ. હું જાણતો નથી કે કૃષ્ણે મારો આવો દહાડો લખ્યો છે કે નહિ? તમારા લોકોની કથા પૂર્ણરૂપે કોઇ પણ યુગમાં કોઈ પણ લખી શક્યું નથી, તો પછી સામાન્ય કીટનો કીટ એવો હું તે કોણ ગણત્રીમાં? જે મારે પક્ષે અસાધ્ય છે તેનો ત્યાગ કરવો એ જ સારૂં છે. હવે આ સમસ્ત વાતો છોડી દઇ એક મોટી વાત લખું છું. અરે! તમે મને લખ્યું કે "ભૂલી જઇ શક્યા છો કે નહિ?" તે કાંઇ બનવાજોગ છે ખરૂં? હું તે શા વાસ્તે, પણ જગતનો કોઈ પણ જીવ તમને લોકોને ભૂલી જઈ શકે ખરો? તમે લોકો જ જગતના ચૈતન્યરૂપિણી છો, તમે લોકો જેને ભૂલી જાઓ છો તે જ અચૈતન્ય થઈ પડે છે. હવે જુઓ વારુ, હું તમને લોકોને ભૂલી ગયો છું કે નહિ? તમને લોકોને ભૂલી જઇને પછી મારે શું લઇને રહેવું? તમે લોકો જ

## શ્રીકુસુમકુમારી દેવી પ્રતિ

પત્રાંક ૨૨ (ચાલુ)

જગતનાં મૂલાધાર છો. મૂલશક્તિ જ જગતની સૃષ્ટિ, જગતની સ્થિતિ અને જગતનો લય કરે છે. તે જ શક્તિ પુનઃ માતૃરૂપે સકલનું પાલન કરે છે. ધન્ય છે તમને લોકોને! અને ધન્ય છે તેઓને કે જેઓએ તમને લોકોને ઓળખ્યા છે. તમારા લોકોને માટે જ તે જગત્પ્રાણ કૃષ્ણને ગૌરાંગ થઇને જીવન પર્યંત નયનજલમાં ડૂબ્યા રહેવાનું થયું હતું. ધન્ય છે તમને લોકોને! આજકાલ આ સંસારને વિષે સ્વામી સ્ત્રીરૂપે બદ્ધ થઈ ગયો હોત નહિ તો મેં કોટી કોટી નમસ્કારો લખ્યા હોત. ધન્ય છે તમને લોકોને કે જેઓ કૃષ્ણને ઋણી કરી શકે છે, ધન્ય છે તમને લોકોને કે જેઓ કૃષ્ણને રડાવી શકે છે! તમને લોકોને કોણ ઓળખી શકે? ગમે તે હોય, હવે આ તે કેટલું રડવું? હવે તમારા લોકોની કૃપા મારી ઉપર રહે એ જ મારી છેવટની પ્રાર્થના છે.

તમારો

હર





પત્રાંક
૨૩

**પ્રાણ પ્રિયતમે !**

આજે હમણાંજ ૯ વાગે તમારો પત્ર મળ્યાથી હું જે આનન્દિત થયો છું તે તો તે અન્તર્યામી જ જાણે છે, બીજાઓ તે શું જાણે? ઈશ્વર ઈચ્છાથી તાવ ઉતરી ગયો છે, તો પણ પૂર્ણપણે નિશ્ચિંત રહેતાં નહિ. જે કરુણામયે કૃપા કરી તમને સારાં કર્યાં છે તેમનું અહોરાત્ર સ્મરણ કરજો; સદાએ તેમના નામનો મનમાં ને મનમાં જપ કરજો. જોજો પ્રિયે, ભૂલતાં નહિ. તેમને ભૂલીને સંસારમાં પછી રહેશો શું લઈને? તેઓ સંસારના આદિ અને મૂલ કારણ છે, તેમના વગર આ સંસારમાં બીજું શું છે? માટે કહું છું કે તેમનું સદાએ ચિંતવન કરજો; મનનું દુઃખ તેમને જ નિવેદન કરજો. તેમના વગર દુઃખ સાંભળનારો બીજો કોઈએ નથી, તેઓ બધાંની જ

પત્રાંક
૨૩
(ચાલુ)

વાતો સાંભળે છે. બીજી એક વાત કહું. તેઓ સકલ સમયે અને સકલ અવસ્થામાં તમારી નિકટ જ હોય છે, તેથી કરીને જ્યારે પણ તમે તેમને કાંઈ પણ કહેશો કે તરત જ તેઓ તમારું સાંભળશે. મનમાં ને મનમાં કહ્યાથી પણ તેઓ સાંભળી લે છે. તેઓ પ્રિયે, મનની વાતો તો બહુ જ આતુર થઈને સાંભળે છે. બૂમ પાડીને તેમને કહ્યાથી તેઓ ભલે સાંભળે કે નહિ સાંભળે પણ મનમાં ને મનમાં કહ્યાથી તો સાંભળશે ને સાંભળશે જ. તેથી કરીને તમે લોકો તમારું પોતપોતાનું મનનું દુઃખ, મનની વાતો અને મનની આશાઓ તેમને નિવેદન કરજો અને તમે જોશો કે તેઓ સાંભળે છે કે નહિ? તમે જાણી શકશો કે તેઓ તમારા પોતિકાના કરતાં પણ પોતિકા છે કે નહિ? તેઓ બહુ જ દયાળુ છે. પ્રિયે, તેઓ કોઈના પણ ડોળામાં પાણી જોઈ શકતા નથી. જેના પણ ડોળામાં પાણી જુએ છે કે તરત જ દૂર રહીને અજાનિતરૂપે દુઃખનું કારણ દૂર કરી દે છે. માટે હું તમને લોકોને કહું છું કે તમારી પોતપોતાની મનની વાતો તેમને નિવેદન કરો. જુઓ પ્રિયે, જો હું તમને હૃદયની એક ગુપ્તમાં ગુપ્ત વાત કહું તો તમે મને હૃદયનો બંધુ ગણી તમારા પોતાના પ્રાણની વાતો કહેશો કે નહિ અને મને તમારા પ્રાણનો બંધુ ગણશો કે નહિ? હવે જુઓ

પત્રાંક
૨૩
(ચાલુ)

પ્રિયે, જો તમે બધાંએ તમારી પોતપોતાની મનની સારી અને નરસી બધીએ વાતો તે હૃદયબંધુ અને જગત્બંધુ એવા કૃષ્ણને કહેશો તો તેઓ પણ તમને લોકોને પોતાની અચિંત્ય, અતિ ગોપનીય અને પ્રાણ-મન-મોહનકારી એવી પોતાની અપૂર્વ લીલાઓની વાતો કહી સંભળાવશે; તેમ થયાથી તમે લોકો ધન્ય થશો. અમારા જેવા અતિ નિષ્ઠુરની વાતો તેટલી સાંભળશે નહિ, પરંતુ તમારા લોકોની વાતો તો તેઓ સાંભળશે ને સાંભળશે જ. તમે લોકો તો તેમના અતીવ પ્રિય છો. જુઓને, યુધિષ્ઠિર, અર્જુન ઇત્યાદિને કૃષ્ણ કેટલું બધું ચાહતા હતા, પરંતુ પ્રિયે, અનેક સમયે એવું બનતું હતું કે તેઓની વાત સાંભળતા નહોતા; પરંતુ દ્રૌપદીએ બોલાવ્યા કે પછી બીજે ક્યાંય પણ રહી શકતા નહોતા. સખાઓના બોલાવ્યાથી કદિ કદિ આવતા પણ નહોતા પરંતુ સખીઓએ બોલાવ્યા કે પછી સ્થિર રહી શકતા નહોતા. માટે કહું છું કે પ્રિયે, તમારા લોકોના બોલાવ્યાથી તેઓ નિશ્ચય જ આવશે. તમારા લોકોના પ્રેમ કર્યાથી તેઓ તમને લોકોને સોગણો પ્રેમ કરશે, આ વાત તમારા પાગલ હરની નથી, વિશ્વાસ રાખજો કે સ્વયમ્ તેમની જ વાત છે. પ્રિયે, આજ અષ્ટમી-મહાઅષ્ટમી છે, આનન્દનો દિન છે, સર્વત્ર આનંદ છે, સર્વે જ આનન્દિત છે. આ

પત્રાંક ૨૩ (ચાલુ)

## શ્રીકુસુમકુમારી દેવી પ્રતિ

આનન્દના દિવસે બનવા જોગ છે કે મારાં મા આ હતભાગીને માટે એક બાજુએ બેસીને કેટલીએ ચિંતાઓ કરે છે અને કેટલાએ નિઃશ્વાસો મેલે છે અને ઘણુંખરૂં હું પણ તેમને કેટલું કષ્ટ આપું છું; અને તમારા લોકોનો અંત તો હું જાણતો જ નથી. તમારા લોકોની વાતો તો તમે લોકો જ જાણો.

તમારો







પત્રાંક ૨૪

પ્રાણ પ્રિયતમે !

પરમ દહાડે તમને એક પત્ર લખ્યો છે, વખતસર તે મળશે; આજે પાછો આ પત્ર શા વાસ્તે લખું છું તે જાણો છો કે? તમારે પાછી દુર્ગાપૂજા આવી છે; આવતી કાલે મારાં સ્નેહમયી કલકત્તાનાં મા આવશે, તમે લોકો માને જોઈને આનન્દિત થશો, મારા ભાગ્યમાં કશોએ આનન્દ નથી. મા ગુમાવી મા મેળવ્યાં છે; જેનાં આવાં મા છે તેને તો પછી બીજી ભાવના શી હોય? આપણું સૌભાગ્ય કે તે દયામય કૃષ્ણે દયા કરી માને આપ્યાં છે. કૃષ્ણની આટલી દયાનું દેવું શી રીતે ફેડવવું તેનો વિચાર કરો. અહરહઃ તે દયામયનું નામ લેવાથી ઘણુંએક દેવું ફેડી શકાશે; માટે કહું છું કે, તે દયામય અને રસમયના પ્રેમમાં સદાએ ડૂબ્યાં રહો;

પત્રાંક
૨૪
(ચાલુ)

તેઓ જ આપણું પોતિકું ધન છે, તેઓ જ કંગાલના ઠાકુર છે; તેમને ભૂલી, જે સંસાર લઇને રહે છે તે જ તો ભ્રાન્ત છે; સ્વામી કહેવા હોય તો તેમને કહેજો, પુત્ર કહેવા હોય તો તેમને કહેજો, બાપ, મા, ભાઇ, બન્ધુ કહેવાં હોય તો તેમને જ કહેજો, તેઓ જ તો કેવલ નિજના જન છે, તેમની દયા અપાર છે; આવા દયામયને ભૂલી બીજું શું લઇને રહેશો! તેઓ કેટલીએ જાતનું રમવાનું જાણે છે, કેટલીએ નૂતન રીતે પ્રેમ કરવાનું જાણે છે; કેટલુંએ રડાવવાનું ને હસાવવાનું જાણે છે! આ પ્રેમમયને કદાચ પણ ભૂલી જઇ રહેતાં નહિ. સંસારના પ્રેમમાં રચ્યાપચ્યા રહેવાથી મનુષ્યને કેવલ રડવાનું જ થાય છે, કારણ કે પૃથિવીની સર્વે જ વસ્તુઓ આજે છે અને કાલે નથી: કૃષ્ણ સંગે પ્રેમ કર્યાથી કદિ પણ રડવાનું થતું નથી, કારણ કે તેઓ તો ચિરદિનના જ આપણા છે, કદિ પણ આપણા નહિ થઇ રહેવાના નથી. તેથી કરીને કોઇએ કદિ પણ તેમને ભૂલી ન જવા જોઇએ; અને ધારો કે કોઇ ભૂલી જાય તો જવા દો, પરંતુ આપણે તો કદિ પણ ભૂલી જવું ઉચિત નથી કારણ કે એક વાર મનમાં વિચાર કરી જુઓ કે તેઓને આપણે વાસ્તે કેટલું કષ્ટ પડે છે, અને તેઓ આપણને કેટલા બધા ચાહે છે; માટે કહું છું કે પ્રાણધન કૃષ્ણને

ભૂલી અકૃતજ્ઞ થતાં નહિ. જે પ્રાણ દઈને ચાહે છે તેમને તો પ્રાણ અર્પીને જ ચાહવું જોઈએ. બીજી પણ એક વાત કહું; જો તેમને ચાહશો તો તમને અને મને એકત્ર ચિરદિનને માટે તેમની નિકટ રહેવાનું મળશે, નહિ તો કોઈ ક્યાં જશે તે કોણ જાણે. જો પ્રેમનું સત્ત્વ આસ્વાદન કરવા ચાહતાં હો તો કૃષ્ણને પ્રેમ કરો, કૃષ્ણને પોતિકું ધન ગણો; તમને આ બધી વાતો વધારે કહેવાની જરૂર નથી. તમે જ મૂલાધાર છો, કૃષ્ણ તમારા લોકોના જ છે, પરંતુ અમે લોકો જે 'અમારા' 'અમારા' કરી કોઈ કોઈ વખત કહીએ છીએ તે તો કેવલ "માગીને માન અને રડીને સોહાગ" એના જેવું માત્ર છે, કશા ખપનું નથી; તેમ છતાંએ કૃષ્ણ વળી કોઈ કોઈને જે ચાહે છે તે પણ કેવલ તમારા લોકોને લીધે જ. તમારા લોકોને તેઓ બહુ જ ચાહે છે તેથી કરીને જ તમે લોકો દયા કરી જેઓને ચાહો છો. કૃષ્ણ તેઓને પણ ચાહે છે. મારી ઉપર દયાની નજર રાખજો કે જેથી કરીને મારાં આશા અને ભરોસા ફળે, રડતાને વધુ રડાવતાં નહિ. આજે આ પ્રમાણે શા વાસ્તે એ ચાર વાતો લખી નાખી તે હું જાણતો નથી; ઇચ્છામયીની ઇચ્છાથી જ કેવલ કાર્ય થાય છે, આપણે તો માત્ર કળ છીએ. માને મેળવીને તમારો ગર્વ વધ્યો હોય એ સંભવિત છે અને તેથી કરીને

**પત્રાંક**
**૨૪**
(ચાલુ)

## શ્રીકુસુમકુમારી દેવી પ્રતિ

આ બધી વાતો ઘણીખરી સારી લાગતી નહિ પણ હોય. મા જેઓની પાસે રહે છે તેઓને આવો જ ગર્વ હોય એ ખરૂં છે; મને પણ એક દિન ને એક દિન ગર્વ થશે, ત્યારે બોલાવશો તો પણ ઉત્તર આપીશ નહિ, કારણ માના અને મોટી માના આદરમાં તે ઘણુંખરૂં ગળે જઇ રહેશે; મારે તો કેવલ જોવાને મન થાય છે માત્ર, પડદા પાછળ રહીને પણ એક વાર જોવાની ઇચ્છા થાય છે; પરંતુ બળ્યું કપાળ એવું છે કે તેમ થાય તેમ નથી. મને સ્મરણમાં રાખજો.

**તમારોજ**

**હર**





પત્રાંક
૨૫

"એક સામાન્ય નિઃશ્વાસ અનેક સુકૃતોનો ધ્વંસ કરી શકે છે; તેથી કરીને કોઇએ પણ એવો નિઃશ્વાસ નાખવો નહિ. જીવનનો લગભગ સમસ્ત સમય જ "જાય," "જાય" થઈ રહ્યો છે, તો પછી વધુ વાર આ બધા ખેલો શા માટે? ખેલવાના આ બધા દિવસો તો અનેક દિવસો પૂર્વે જ વહી ગયા છે તો? હવે જે કેટલાએક દિવસો બાકી રહ્યા છે તેમાં સર્વેને આનંદ આપી પોતે પણ સદાનંદમાં રહેવું એટલું જ મારે કહેવાનું છે. બહુ જ મધુર એવું હરિનામ તમારું કંઠભૂષણ થઇ રહે. અંતર અને બહાર એક રંગે રંગાઈ એકરૂપ થઈ રહે. મુખનો અને મનનો મેળ ઉત્તમ રીતે મળ્યો રહે. મુખ મનનું અને મન મુખનું થઇ રહી તે બંને ખરેખરાં બંધુ પ્રમાણે થઇ રહે.

પત્રાંક
૨૫
(ચાલુ)

## શ્રીકુસુમકુમારી દેવી પ્રતિ

મનુષ્યની આંખમાં ધૂળ નાખવા માટે હરિનામનો ઝબ્બો અંગે પહેરવામાં ન આવે. વ્યાધ પ્રમાણે પર્ણકુટિનો વાસ કરવામાં ન આવે. કોઈ પણ જીવને કષ્ટ આપવાની ઇચ્છા મન અને પ્રાણમાં ન રહે. કૃષ્ણ પ્રાપ્તિ એ જ જીવનનો પ્રધાન ઉદ્દેશ્ય છે એમ સમજી એ વાત મનમાં ઠસી રહે. સાધુ સહવાસ સિવાય અસત્ સંગ કદિ પણ કરવાની ઇચ્છા ન થાય. અતિશય પ્રેમના ખેંચાણને અંગે પણ અસત્ સ્થાનમાં અને અસત્ સંગમાં જવાનું ન થાય.

પાગલ હરનાથ



H A R A N A T H

Always Pray To HIM...A

Remember HIM.......R

Always Think Of HIM...A

Never Forsake HIM ....N

Always Love HIM ......A

Take HIS NAME. ......T

H A R A N A T H

Regd

## "ધી હરનાથ સોસાયટી" ના થોડાક મુખ્ય આશયો

(૧) શ્રીઠાકુર શ્રીહરનાથજીના વિશ્વપ્રેમના સિદ્ધાંતનો જનસમાજમાં પ્રચાર !

(૨) સદાવ્રત, આશ્રમ, દવાખાનું, ગૌરક્ષા સંસ્થા, વગેરે અન્ય ધાર્મિક સાર્વજનિક સંસ્થાઓ સ્થાપવી

(૩) દુષ્કાળ, રેલ, ભૂકંપ, રોગચાળા તથા આકસ્માતિક આવી પડેલા દુઃ પ્રસંગે સહાય આપવી. અને

(૪) ઉપલા આશયો ફળીભૂત કરવા માટે યોગ્ય પગલાં લેવાં

**"ધી હરનાથ સોસાયટી" તરફથી ચલાવવામાં આવતી સંસ્થા**
**"શ્રીકુસુમહરનાથ બે–આના ડિસ્પેન્સરી"**

"પિતળે બિલ્ડિંગ," સી. પી. ટેન્ક.
વિઠ્ઠલભાઈ પટેલ રોડ. મુંબઈ.

જીવનના કોઈ પણ પ્રસંગે હૃદયમાં અપૂર્વ શાન્તિનો સંચાર કરી હૃદયવ્યથા શમાવતાં અને માર્ગદર્શક સમાં થઈ પડતાં શ્રીઠાકુર શ્રીહરનાથજી મહારાજનાં નીચેનાં અપૂર્વ પુસ્તકો અવશ્ય વાંચો :-

## ગુજરાતી

૧. "શ્રીઠાકુર હરનાથના પત્રો, પોતાનાં પત્ની
શ્રીકુસુમકુમારી દેવી પ્રતિ" ... રૂ. ૦-૧૨-૦

૨. "શ્રીહરનાથ વચનામૃત" ... ... ... રૂ. ૦-૬-૦

૩. "ભક્તિ રસાયન" (શ્રીમધુસૂદન સરસ્વતી કૃત) ... રૂ. ૧-૪-૦

## English

1. "Letters of Pagal Haranath"
(Parts 1 and 2 combined) ... Re. 1-0-0

2. "Upadeshamrita" ... ... ... Re. 1-0-0

3. "Teachings and Sayings of Haranath" ... Rs. 1-4-0

4. "Shree Haranath Lilamritam" ... ... Rs. 1-8-0

5. "Shree Haranath Tattwa" ... ... Rs. 1-8-0

6. "Shree Gauranga Lilamritam" ... ... Re. 1-0-0

## मराठी

१. "श्री हरनाथ ठाकुर", खंड १ ... ... ... रु. ०-१२-०

२. "श्री हरनाथ ठाकुर", खंड २ ... ... ... रु. ०-१२-०

## બંગાલી

૧. "પાગલ હરનાથ અર્થાત્ શ્રીહરનાથ ઠાકુરની અપૂર્વ પત્રાવલી"
(ખંડ ૧-૨ સાથે) ... ... રૂ. ૧-૦-૦

૨. "પાગલ હરનાથ અર્થાત્ શ્રીહરનાથ ઠાકુરની અપૂર્વ પત્રાવલી"
(ખંડ ૩) ... ... રૂ. ૧-૦-૦

૩. "પાગલ હરનાથ અર્થાત્ શ્રીહરનાથ ઠાકુરની અપૂર્વ પત્રાવલી"
(ખંડ ૪) ... ... રૂ. ૧-૦-૦

૪. "ઉપદેશામૃત" ... ... ... ... રૂ. ૧-૦-૦

૫. "શ્રીહરનાથ ચરિતામૃત" ... ... ... રૂ. ૧-૦-૦

૬. "શ્રીહરનાથ ગીતા" ... ... ... રૂ. ૧-૦-૦

૭. "આમાર દેવતા" ... ... ... રૂ. ૦-૮-૦

## ઉડીયા

૧. "ઉપદેશામૃત" ... ... ... ... રૂ. ૧-૦-૦

પ્રાપ્તિસ્થાન :

**ધી હરનાથ સોસાયટી**

"કૃષ્ણ કુંજ", રીજ રોડ, મલબાર હીલ,

મુંબઈ.

# શ્રી હરનાથ સોસાયટીનાં વિનામૂલ્યનાં પ્રકાશનો

## ગુજરાતી

૧. શ્રીઠાકુર શ્રીહરનાથજી ( સંક્ષિપ્ત પરિચય )

૨. શ્રીહરનાથ જન્મોત્સવ ( રેડીયો - કથન )

૩. "પ્રકૃતિનાં વિવિધ સ્વરૂપ" ( રેડીયો - વાંચન )

૪. "શ્રીહરનાથજી મહારાજનો અપ્રસિદ્ધ પત્ર" ( રેડીયો - વાંચન )

૫. પાગલ હરનાથ - સોનામુખીના સંત ( રેડીયો - કથન )

## English

6. Krishna Prem and Pagal Haranath ( a Radio Talk )

## मराठी

७. "श्रीहरनाथ ठाकुर यांचे अपूर्व पत्र" ( रेडीयो वाचन )

## ગુજરાતી

૮. જગજ્જનની શ્રીકુસુમકુમારી દેવી ( સંક્ષિપ્ત પરિચય ) જેમાં સમાયલાં છે:-

(૧) શ્રીઠાકુરાણી શ્રીકુસુમકુમારી દેવી ( આલેખન )

(૨) દયાળુ મા!-હૃદયોદ્‌ગાર ( પ્રવચન )

(૩) જગત્તારિણી શ્રીકુસુમકુમારી દેવી ( રેડીયો - કથન )

૯. ગોપીપ્રેમ અને શ્રીકુસુમહરનાથ ( રેડીયો - કથન )

૧૦. શ્રીપાગલ હરનાથ - એક નારીહૃદયના ઉદ્‌ગારો ( રેડીયો - કથન )

૧૧. પ્રેમ - ભક્તિ અને શ્રીહરનાથજી ( રેડીયો - કથન )

"બિના હેતુ કૃષ્ણને પ્રેમ કરતાં
શિખો, બિના કારણે તેમને
તમારૂં નિજધન સમજો; તેમ
થવાથીજ પૂર્ણાનંદ પ્રાપ્ત થશે;
નહિ તો એક પછી બીજા એમ
અનેક બળાપા આવી પડી
આપની સકલ શાન્તિ નષ્ટ
કરશે."

